## ટિપ્પણ

## વિદ્યાર્થીના ભેરુ

**(આપણી ભાષામાં સાહિત્યના અધ્યયન માટે જોઈતા સંદર્ભગ્રંથો નથી, તેથી ટિપ્પણની મદદ વગર સંગીન અધ્યયન થવું મુશ્કેલ છે. 'નોટ્સ'ની બદી વિશે ઘણું સાંભળ્યા છતાં એની મદદ પૂરી પાડવી એ ગુજરાતી ભાષાના ભક્તોનો ધર્મ થઈ પડે છે. 'નોટ્સ'ની ઉપયોગિતા વિશે અંતે ખંતીલા વિદ્યાર્થીઓનો અભિપ્રાય જ પ્રમાણભૂત ગણાવો જોઈએ. અધ્યાપક નગીનદાસ પારેખે આ ટિપ્પણીઓ લખી છે. એમણે આ ચોપડી વિદ્યાર્થીઓને અનેક વાર ભણાવી છે, તેથી વિદ્યાર્થીઓને શું જરૂરનું છે તેનો તેમને બરાબર ખ્યાલ છે. કા.)**

**પા. 5. લગ્ન લગાડનાર:** એક ફૂલ પરથી બીજા ફૂલ પર મધ માટે ઊડનાર પતંગિયાંને અંગે તે તે ફૂલના પુંકેસરની રજ લાગી જાય છે, અને જ્યારે તેઓ બીજે ફૂલે જાય છે ત્યારે તે રજ ત્યાંના સ્ત્રીકેસર સાથે ભળી જાય છે. આમ ફલોત્પત્તિ થાય છે. આ વિશે વધારે રસપૂર્ણ માહિતી માટે શ્રી બાપાલાલ વૈદ્યનો લેખ 'ફૂલોનાં લગ્ન' વાંચવો.

'લગ્ન લગાડનાર' એ પ્રયોગ મરાઠીની અસર બતાવે છે. ગુજરાતીમાં 'લગ્ન કરાવનાર' એમ કહીએ છીએ.

**પા. 6. શિંટો:** પ્રકૃતિપૂજા અને પૂર્વજપૂજાના મિશ્રણથી બનેલો જાપાનનો મૂળ ધર્મ. માણસો દેવોમાંથી ઊતરી આવેલાં હોઈ સ્વભાવથી સદ્‌ગુણી હોય છે એવી એની માન્યતા છે અને દરેક માણસનો અંતરાત્મા જ તેનો સાચો રાહબર છે એવું તે પ્રતિપાદન કરે છે. મરેલાં માણસો ભૂતયોનિમાં પ્રવેશે છે અને ત્યાંથી જીવતાં માણસોને સુખનો કે દુ:ખનો અનુભવ કરાવી શકે છે, એવું પણ એ માને છે. એમાં અનેક દેવદેવીઓની પૂજા કરવામાં આવે છે, તેમાં મુખ્ય અમા તેરાસુ-સૂર્યદેવતા છે. એમનું મંદિર ઇસેમાં આવ્યું છે અને ત્યાં સંખ્યાબંધ યાત્રાળુઓ યાત્રાએ જાય છે. મૃત્યુ પછીનું જીવન કેવું હોય છે તે વિશે કશી સ્પષ્ટ કલ્પના એ ધર્મમાં નથી. બદલાની આશા રાખ્યા વિના સ્વાભાવિક પવિત્ર જીવન ગાળવું, એ એનો મુખ્ય ઉપદેશ છે.

**બુશીડો:** બુશી=યોદ્ધો, એ ઉપરથી યોદ્ધાની નીતિ, માર્ગ. જાપાનના સામુરાઈ નામના સામંત વર્ગનો વિશેષ ધર્મ.

**હજ:** મક્કાની યાત્રા. એ યાત્રા કરવાથી સવાબ (પુણ્ય) પ્રાપ્ત થાય છે એમ મનાય છે. વળી જેની પાસે વાટખરચી જેટલા પૈસા હોય તેવા દરેક મુસલમાનની હજ કરવાની ફરજ લેખાય છે.

**યરૂસાલેમ:** ઈસુ ખ્રિસ્તની જન્મભૂમિ જેરુસલેમ. પશ્ચાત્તાપના લેબાસ અથવા ચિહ્ન તરીકે શણનાં કપડાં પહેરી ત્યાં યાત્રાએ જવાનો ખ્રિસ્તીઓમાં રિવાજ છે.

**યજ્ઞસત્ર:** યજ્ઞની શરૂઆતથી પૂર્ણાહુતિ સુધીનો ગાળો.

**પા. 7. ઈશાન્ય દિશા:** જુઓ પુસ્તકનું પા. 46, અને તે ઉપરનું ટિપ્પણ. આ વાક્યમાં 'ઘરડે ઘડપણમાં' એમ લખ્યું છે તેને બદલે 'ઘરડે ઘડપણ' એમ જોઈએ.

**ઊપજનો છઠ્ઠો હિસ્સો:** હિંદુઓની પ્રાચીન સ્મૃતિઓમાં રાજાએ પ્રજાની ઊપજનો છઠ્ઠો ભાગ લેવો એવું વિધાન કરેલું છે. જેમ કે, મનુસ્મૃતિમાં 7મા અધ્યાયમાં કહ્યું છે કે,

*आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषाम्।*
*गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ।।१३१।।*
*पत्रशाकर्तृणानां च कर्मणां वैदलस्य च।*

*मृण्मयानां चं भाण्डानां सर्वस्याश्ममयस्य च ।।१३२।।*

(વૃક્ષ, માંસ, મધ, ઘી, સુગંધી દ્રવ્યો, ઔષધિ, રસ, ફૂલ, મૂળ, ફળ, પાંદડાં, શાક, તૃણ, ચામડાં, વાંસની બનાવટો અને માટીનાં તથા પથ્થરનાં સર્વ વાસણો-એટલાના લાભમાંથી રાજાએ છટ્ઠો ભાગ લેવો.)

**અશ્વમેધ:** જેમાં અશ્વનું બલિદાન આપવાનું હોય એવો યજ્ઞ. એ યજ્ઞના ઘોડાને પહેલાં છૂટો મૂકવાનો હોય છે અને એ જ્યાં જાય ત્યાં એના રક્ષકો જાય છે. જો કોઈ એને બાંધે તો તેની સાથે યુદ્ધ કરી એને છોડાવવો પડે છે. આમ એ ઘોડો વરસ સુધી ફરે ત્યાર પછી એને યજ્ઞમાં હોમવામાં આવે છે. જેઓ ઘોડાને પોતાના પ્રદેશમાંથી જવા દે છે તેઓ યજ્ઞ કરનાર રાજાનું આધિપત્ય સ્વીકારે છે, એમ મનાય છે.

**દિગ્વિજય:** દિશાઓનો વિજય-પોતાના દેશની ચારે દિશામાં આવેલાં રાજ્યોનો વિજય કરવા નીકળવું તે.

**સાર્થવાહ:** સાર્થ એટલે સંઘ, કાફલો. કાફલાને લઈ જનાર તે સાર્થવાહ-વણજારો.

**સમુદ્રયાત્રાનો નિષેધ:** હિંદુઓમાં મધ્યયુગના દિવસોમાં સમુદ્રયાત્રા કરવાની મના હતી. અંગ્રેજો અહીં આવ્યા ત્યાં સુધી આ નિષેધનું જોર વર્તાતું હતું. વિલાયત જઈ આવનારને પ્રાયશ્ચિત્ત કરાવતા તે પણ આને જ જોરે. શ્રી મહીપતરામ નીલકંઠ, લોકમાન્ય ટિળક વગેરેના જીવનમાં પણ આવું પ્રાયશ્ચિત્ત કર્યાના પ્રસંગો આવે છે.

**દેશદેશાંતરના લોકો:** બૌદ્ધ ધર્મના ફેલાવાને લીધે ચીન, જાવા, સુમાત્રા વગેરે દેશોથી અનેક સાધુઓ અને વિદ્યાપાસકો હિંદની વિદ્યાપીઠોમાં અભ્યાસ કરવા અને બૌદ્ધ તીર્થોની યાત્રા કરવા આપણા દેશમાં આવતા હતા તેનો અહીં ઉલ્લેખ છે.

**ગેંડો જેમ નિર્ભયપણે:** મૂળ બૌદ્ધ ગ્રંથોમાં ગેંડાની નહીં પણ ગેંડાના એકલ શિંગડાની ઉપમા છે. બધાં પ્રાણીને બે શિંગડાં હોય છે પણ ગેંડાને એક જ હોય છે, તેને અનુલક્ષીને આ ઉપમા યોજાયેલી છે.

**ધર્મયાત્રાઓ:** અશોકની પહેલાંના રાજાઓ કેવળ વિહારયાત્રા-સહેલગાહ-કરતા. તેને બદલે અશોકે ધર્મયાત્રા-સાધુસંતો સાથે સમાગમ અને લોકો સાથે ધર્મચર્ચા કરવા-માટે ફરવાનું શરૂ કર્યું.

**વૃદ્ધશ્રવા ઇન્દ્ર.:** વેદમાં શુન:શેપના આખ્યાનમાં હરિશ્ચંદ્ર રાજાના પુત્ર રોહિતને ઇન્દ્ર જાતે આવીને ચાલ્યા જ કરવાનો ઉપદેશ કરે છે, તેનો અહીં ઉલ્લેખ છે. એ શ્લોકો ખૂબ સુંદર છે. એ શ્લોકો અને તેનો અનુવાદ નીચે આપ્યા છે:

*नानाश्रान्ताय श्रीरस्तीति रोहित शुश्रुम।*
*पापो नृषद्वरो जन इन्द्र इच्चरत: सखा।।*
*पुष्पिण्यौ चरतो जंधे भूष्णुरात्मा फलग्रहि:।*
*शेरेऽस्य सर्वेपाप्मान: श्रमेण प्रपथे हत:।।*
*आस्ते भग ासीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठत:।*
*शेते निपद्यमानस्य चराति चरतो भग:।।*
*कलि: शयानो भवति संजिहानस्तु द्वापर:।*
*उत्तिष्ठंस्त्रेता भवति पृतं संपद्यते चरन्।।*
*चरन्वै मधु विन्दति चरन्स्वादुमुदुम्बरम।*
*सूर्यस्य पश्य श्रेमाणं यो न तन्द्रयते चरन्।।*
*શ્રાન્તને માટ નાના શ્રી, એમ રોહિત સાંભળ્યું;*
*બેસી રહેનાર છે પાપી, સખા ઇન્દ્ર ચલન્તનો.*

*જંઘા સપુષ્પ થઈને ફળે છે ચાલનારની;*
*એનાં થાકે હણાયાં સૌ પાપો પંથે પડ્યાં રહે.*
*બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું ઊભા રહેલનું;*
*સૂતેલાનું રહે સૂતું, ચાલે ભાગ્ય ચલન્તનું.*
*થાય છે કલિ સૂવાથી, દ્વાપર બેસવા થકી;*
*બને ત્રેતા થતાં ઊભો, ચાલતતો કૃત થાય છે.*
*ચાલતો મધુને પામે, ચાલતો મીઠું ઊંબરું;*
*સૂર્યના શ્રમને પેખ, ચાલતાં જે ન આળસે.*

—'શેષનાં કાવ્યો', પૃ. 94

વૃદ્ધશ્રવા એ ઇન્દ્રનાં અનેક નામોમાંનું એક છે. એનો અર્થ 'જેનો યશ વધ્યે છે એવો' એવો થાય છે.

**પા. 8. નદીમુખથી જ:** નદીના મુખમાં થઈને જ સમુદ્રમાં પ્રવેશ કરવો. મહાકવિ કાલિદાસના 'રઘુવંશ'માં રઘુના વિદ્યાભ્યાસનું વર્ણન કરતાં લખ્યું છે:

*लिपेर्यथावद् ग्रहणेन वाङ्मयं।*
*नदीमुखेनेव समुद्रमाविशत् ।। रधु. ३–२८*

(નદીમુખમાં થઈને સમુદ્રમાં પ્રવેશ કરતો હોય તેમ લિપિના યથાવત્ ગ્રહણ દ્વારા તેણે સાહિત્યમાં પ્રવેશ કર્યો.)

એ ઉપરથી ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ચાલતા ગૂજરાત મહાવિદ્યાલયના દ્વૈમાસિક 'સાબરમતી' માટે ધ્યાનમંત્રની જરૂર પડી ત્યારે શ્રી કાકાસાહેબે नदीमुखेनैव समुद्रमाविशेत् એ વચન આપ્યું હતું. અને ત્યારથી કદાચ એમના મનમાં વચન જ કાલિદાસનું મૂળ વચન છે એવો ખ્યાલ દૃઢ થઈ ગયો હશે. 'લોકમાતા'માં પણ એમણે એ રૂપે જ એનો ઉપયોગ કરેલો છે.

**તુગ્ર અને ભુજ્યુ:** તુગ્ર એ ભુજ્યુનો પુત્ર હતો. કંઈ કારણસર એના ઉપર એના પિતાનો રોષ ઊતર્યો. એટલે તેણે એને બીજા ટાપુ ઉપરના દુશ્મનો સામે લડવા મોકલી આપ્યો. રસ્તામાં તેનું વહાણ કાણું થઈ ગયું અને તે મહા-મુશ્કેલીમાં આવી પડયો. પણ એ વખતે અશ્વિનીકુમારોએ સો હલેસાંવાળા વહાણમાં આવીને તેને સહીસલામત કાંઠે પહોંચાડ્યો. ઋગ્વેદમાં આ પ્રસંગના ઉલ્લેખો અનેક ઠેકાણે આવે છે.

**જાતક કથાઓ:** ગૌતમ બુદ્ધરૂપે અવતર્યા પહેલાં એમના જીવાત્માએ અનેક જન્મો લઈ જુદા જુદા અનેક ગુણોની સાધના કરી હતી અને એ રીતે પૂર્ણ ગુણશાલી થયા પછી તેઓ બુદ્ધરૂપે અવતર્યા હતા. આ બધા પૂર્વભવોની કથા તે જાતક કથા. આવી કથાઓ માટે જુઓ 'બુદ્ધલીલા', 'જાતક કથા સંગ્રહ', 'જાતક કથાઓ.'

**શ્યામ ચીન:** સિયામ, આજનું થાઇલૅન્ડ.

**પ્લીની:** (ઈ. સ. 23-79) વિખ્યાત રોમન, સૃષ્ટિજ્ઞાનનો પંડિત. લશ્કરમાં અને નૌકાસૈન્યમાં ઊંચા ઓધ્ધા ભોગવ્યા છતાં એણે શોધખોળ કરવામાં જિંદગી ગાળી હતી. આખરે એનું મોત પણ વિસૂવિયસ પર્વત પર શોધ માટે જતાં તે ફાટવાથી ગૂંગળાઈ જવાથી થયું હતું.

**પેરીપ્લસ:** 'પેરીપ્લસ ઓફ ધ ઇરીટ્રિયન સી' એવું એ પુસ્તકનું આખું નામ છે. એ પ્લીનીએ જ લખ્યું છે કે બીજા કોઈએ એ હજી શંકાસ્પદ છે. એ નામનો અર્થ 'હિંદી મહાસાગરનો ભોમિયો' એવો થાય છે.

**પિત્તપ્રકોપ:** વાત, પિત્ત અને કફ એ ત્રણે જ્યારે સમઘાત હોય છે ત્યારે માણસ તંદુરસ્ત રહે છે; એ ત્રણમાંથી કોઈ પણ એક વીફરે છે-બળવાન બની જાય છે ત્યારે માણસની તબિયત બગડે છે, એવી આયુર્વેદની માન્યતા

છે. પિત્તપ્રકોપ એટલે પિત્ત વધી જવું તે.

**યથાયોગ્ય:** કટાક્ષમાં લખ્યું છે. જેઓ આટલી બેવકૂફી કરે તેઓ આટલી વધારાની બેવકૂફી પણ કરે જ. એમાં કંઈ નવાઈ નથી, એમ લેખકને કહેવું છે.

**વૈરાગ્ય ધન:** વૈરાગ્ય એ જ જેનું ધન છે એવા. સર. તપોધન, શ્રદ્ધાધન, માનધન.

**હીર:** સત્ત્વ.

**પા. 9. રાફડો ફાટ્યો:** કીડી, ઊધઈ વગેરે જંતુઓના વાસસ્થાનને રાફડો કહે છે. જ્યારે એ જંતુઓ રાફડામાંથી એકસામટાં બહાર આવે છે ત્યારે રાફડો ફાટ્યો કહેવાય છે. એ ઉપરથી જ્યારે કોઈ પણ વસ્તુ મોટા પ્રમાણમાં હાજર થાય છે ત્યારે એનો રાફડો ફાટ્યો એમ કહેવાય છે.

**સાક્ષાત્કાર થવો:** અનુભવ થવો, ભાન થવું.

**અંકુશચક્ર:** અંગ્રેજી શબ્દ steering wheel ઉપરથી યોજેલો શબ્દ: જેના વડે મોટરને અંકુશમાં રાખી શકાય તે ચક્ર.

**વાદળું હોય કે માણસ:** આ ઉપમા આ પુસ્તકમાં અનેક વાર વપરાય છે. જ્યારે વાદળાં પાણી વરસાવી દઈને હલકાં થાય છે ત્યારે વેગથી ગતિ કરી શકે છે-જેમ શરદ ઋતુનાં વાદળાં.

**પા. 10. કુનેહ:** અરબી શબ્દ ‘કુનહ’નો મૂળ અર્થ તો હકીકત છે. પણ પછી હકીકતનું જ્ઞાન, હોશિયારી, બાહોશી એમ એના અર્થનો વિકાસ થયો છે.

**અનુભવ-તરબોળ:** અનુભવથી તરબોળ. તરબોળ એટલે નીતરતું. તર=ભરેલું, ભીંજાયેલું. બોળ=બોળાયેલું, ભીંજાયેલું. સર. ઠંડુંગાર, ગલીકૂંચી, ગાંસડીપોટલી વગેરે પર્યાયદ્વંદ્વો.

**ઇંદ્રિયપરાયણ:** ઇન્દ્રિયને પરાયણ એટલે અંતિમ સાધ્ય માનનાર, ઇન્દ્રિયની જ ઉપાસના કરનાર, ભોગવિલાસી.

**પા. 11. વિકાસ પામતું વિશ્વ:** વિશ્વ શબ્દનો અર્થ જ વિકાસ પામતું, ફૂલતું એવો થાય છે, જેમ જગતનો અર્થ ગતિ કરતું, ચાલતું એવો થાય છે. જ્યોતિષ ઉપર Expanding Universe કરીને એક ચોપડી એડંગ્ટિને લખી છે.

**વિશ્વજનીન:** વિશ્વના બધા માણસો કરે છે એવી. ‘વિશ્વજન’ શબ્દને ‘ઈન’ પ્રત્યય લાગીને આ શબ્દ બન્યો છે. કુલ-કુલીન.

**પા. 12. તીનઈ ઘાટ:** બેલગામથી મૂરગાંવ (માર્માગોવા) જતાં રસ્તામાં કેસલરોક પછી આ ઘાટ આવે છે. શોભામાં મુંબઈ પૂના વચ્ચેના ખંડાળા ઘાટથી ઊતરતો નથી. દૂધસાગરનો રમણીય ધોધ એ જ ઘાટમાં આવેલો હોવાથી અનેક શોખીન યાત્રીઓ ત્યાં જાય છે.

**ગોવા:** પશ્ચિમ કિનારે આવેલો રળિયામણો પ્રદેશ. પોર્તુગાલના તાબામાં હતો. ત્યાં કોંકણી ભાષા બોલાય છે.

**સાવંતવાડી:** બેલગામની પશ્ચિમે 60-65 માઈલ પર આવેલું દેશી રાજ્ય.

**રંગીન કામ:** સાવંતવાડીનું લાકડા પરનું લાખનું કામ ખાસ વખણાય છે. સિંધ પ્રાંતમાં હાલા નામને ઠેકાણે પણ આવું કામ થાય છે અને બેલગામ પાસે ગોકાકમાં પણ લાખનાં સુંદર ફળો બને છે.

**કારવાર:** પશ્ચિમ કિનારે આવેલું બંદર. આની પ્રાકૃતિક શોભા અપ્રતિમ છે.

**સંગમ:** પૂના પાસેના મૂળા અને મૂઠા નદીનો સંગમ. આને કિનારે બ્રિટિશ રેસિડેન્ટ રહેતો.

**પર્વતી:** પૂના પાસે આવેલી એક નાનકડી પહોળી ટેકરી. પેશવાઓએ આના પર દેવ-મંદિરો તથા વિલાસમંદિરો બાંધી અને ઉપર ચડવા માટે પગથિયાં તૈયાર કરી આનું મહત્ત્વ વધાર્યું.

**ચતુ:શૃંગી:** પૂનાની બીજી બાજુ આવેલી એક ટેકરી પરનું માતાનું મંદિર.

**વિલાયત:** દેશ. અંગ્રેજો પોતાનો દેશ છોડી હિંદુસ્તાન આવે અને જ્યારે પાછા ઇંગ્લંડ જાય, ત્યારે વિલાયત જઈએ છીએ એમ કહે. એ ઉપરથી એ શબ્દનો અર્થ ઇંગ્લંડ એવો થઈ ગયો. જુઓ 'દેશી' એટલે જ 'વિલાયતી'-'કિશોર', વર્ષ 3, અંક 3.

**કૈલાસ:** હિમાલયની પેલીપાર માનસસરોવર અને રાકસતાલ પાસે આવેલો પર્વત. આનું શિખર બહુ ઊંચું અને રૂપાળું છે. મહાદેવનો ત્યાં વાસો હોય છે.

**જાવા: બાલી:** સિંગાપુરની દક્ષિણે આવેલા બે બેટો. ત્યાં મુસલમાની ધર્મ પળાય છે અને હિંદુ સંસ્કૃતિની અસર હજી ચોક્કસ છે.

**મોરિશિયસ:** હિંદની દક્ષિણે અને લંકાથી દૂર આવેલો બેટ. ત્યાં ફ્રેન્ચ બોલાય છે. ત્યાંથી આપણે ત્યાં ખાંડ આવતી.

**પા. 15. આશ્રમ:** સત્યાગ્રહાશ્રમ. આજનો હરિજન આશ્રમ. એની સ્થાપના ઈ. સ. 1915માં કોચરબમાં ગાંધીજીએ કરી. ત્યાંથી ઈ. સ. 1917માં આશ્રમની હાલની ભૂમિ ઉપર આવ્યા. આશ્રમભૂમિ પાસે જ પ્રાચીન કાળમાં દધીચિ મુનિનો આશ્રમ હતો.

**પિતૃઋણ:** હિંદુઓમાં ત્રણ ઋણ ગણેલાં છે: દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ. દેવઋણ એટલે યજ્ઞયાગાદિની પરંપરા આગળ ચલાવવાની જવાબદારી, ઋષિઋણ એટલે જ્ઞાનવિદ્યાની પરંપરા આગળ ચલાવવાની જવાબદારી, અને પિતૃઋણ એટલે વંશની ટેક અને પરંપરા-સૂત્ર આગળ ચલાવવાની જવાબદારી. અહીં પિતૃઋણનો એવો અર્થ અભિપ્રેત નથી. અહીં તો પિતાનાં અસ્થિ ગંગામાં પધરાવવાં અને ગયામાં પિતૃશ્રાદ્ધ કરવું એટલો જ અર્થ લેવાનો છે.

**મહેન્દ્રનાથ ગુપ્ત:** રામકૃષ્ણ પરમહંસના એક પ્રમુખ શિષ્ય, 'શ્રી રામકૃષ્ણ કથામૃત'ના તથા The Gospel of Ramakrishnaના કર્તા.

**પ્રેમાનંદ:** રામકૃષ્ણ પરમહંસના એક શિષ્ય.

**પા. 3. गच्छति पुरः शरीरम्:** આ શ્લોક મહાકવિ કાલિદાસના 'અભિજ્ઞાન શાકુંતલ' નાટકના પહેલા અંકને અંતે શકુંતલાને જોયા પછી આશ્રમ બહાર જતાં રાજા બોલે છે:

*गच्छति पुरः शरीरं धावति पश्चादसंस्तुतं चेतः।*
*चीनांशुकमिव केतोः प्रतिवातं नीयमानस्य।।*

અર્થ: શરીર આગળ જાય છે અને અસંમત એવું મન પાછળની દિશાએ દોડે છે-જાણે સામે પવને લઈ જવાતા વાવટાનો રેશમી પટ. સરખાવો: એ જ પાને એથી ઊલટું જ વાક્ય-હૃદય આગળ દોડતું હતું પણ પગ ઊપડતા ન હતા.

**બુવા:** જેમને આ પુસ્તક અર્પણ થયું છે તે, કાકાસાહેબના પ્રિય મિત્ર બ્રહ્મચારી અનંતબુવા મરઢેકર. શ્રી સમર્થ રામદાસ સ્વામીએ અને તેમના શિષ્યોએ જે અનેક મઠો સ્થાપેલા છે તેમાં 'મરઢે મઠ' પણ છે. એ મઠના

ગૃહસ્થાશ્રમી મઠપતિઓના વંશમાં અનંતબુવા જન્મ્યા હતા. પિતાનો ધંધો પુરાણિક અને હરિદાસનો હતો. અનંતબુવા પ્રથમ મરાઠી ટ્રેનિંગ કોલેજ (અધ્યાપન મંદિર)માં શિક્ષક હતા. ગંગનાથ વિદ્યાલય માટે પૈસા ઉઘરાવવા વડોદરા રાજ્યમાં બધે ફરતા. એમનો માસિક ખર્ચ કોઈ કાળે દશથી વધ્યો ન હતો. સંસ્થાના નિયમ પ્રમાણે એમને ખર્ચ ઉપરાંત પાંચ રૂપિયા હાથખરચીને માટે લેવા પડતા તે પણ વિદ્યાર્થીઓને માટે ખરચી નાખવામાં અથવા હિસાબમાં ભૂલ આવી હોય તો તેમાં જોડવામાં વાપરતા. રહેણીકરણીમાં ધારાળાગોર શ્રી રવિશંકરભાઈ સાથે સરખાવી શકાય. એમનું પવિત્ર જીવન જોઈ ઘણા લોકો એમની પાસે કંઠી માગતા, પણ એમણે કોઈને કંઠી આપી નહોતી. તેઓ કહેતા, 'એ મારી યોગ્યતા નથી.'

**મનોવેગે:** સરખાવો:

> *मनोजवं मारुततुल्यवेगं जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठं।*
> *वातात्मजं वानरयूथमुख्यं श्रीरामदूतं शरणं प्रपद्ये।।*

**હૃદય આગળ:** સરખાવો, પ્રકરણનો મથાળેનો શ્લોક.

**નિસર્ગશ્રી:** કુદરતનું સૌંદર્ય, સૃષ્ટિસૌંદર્ય.

**રામનવમી:** ચૈત્ર સુદ નોમ. શ્રીરામચંદ્રનો જન્મદિવસ.

**રાગ: પ્રેમ. સરખાવો:** અનુરાગ, વિરાગ.

**ગંગનાથ વિદ્યાલય:** વડોદરામાં 'શ્રી ગંગનાથ ભારતીય-સર્વ-વિદ્યાલય' નામની એક રાષ્ટ્રીય શાળા હતી. શ્રી કેશવરાવ દેશપાંડે તેના સંસ્થાપક અને સંચાલક હતા. એ સંસ્થામાં છેલ્લે છેલ્લે કાકાસાહેબ મુખ્ય અધ્યાપક હતા.

**શિવજયંતી:** વૈશાખ સુદ 2. એ શિવાજીનો જન્મદિવસ મનાતો હતો. હમણાં હમણાં નવી શોધ ઉપરથી માલૂમ પડ્યું છે કે, ફાગણ વદ 3 એ શિવજયંતીનો સાચો દિવસ છે. અહીં તો વૈશાખ બીજ જ.

**સીમોલ્લંઘન:** શિવાજીના વખતથી દશેરાનું સીમોલ્લંઘન ધાર્મિક તહેવાર મટી રાષ્ટ્રીય ઉત્થાનનો દિવસ થયો હતો. તે દિવસે મરાઠા ભાલાદારો સ્વરાજની સીમા ઓળંગી મુગલાઈમાં 'મુલકગીરી' માટે જતા. ત્યાંથી જે દ્રવ્ય મળતું તે સગાંવહાલાં વચ્ચે વહેંચવાનો રિવાજ હતો. વડોદરામાં હાલ જે દશેરાની સવારી નીકળી છે, તે આ જૂના રિવાજનો અવશેષ છે. જીતી આણેલા સોનાને બદલે આજે કાંચનવૃક્ષનાં પાંદડાં કે જવારા વહેંચીને મન મનાવાય છે.

**પા. 4. પ્રયાગરાજ:** (प्र (સારી રીતે) + यज् (પૂજા કરવી) + अ (અધિકરણ): જ્યાં ઉત્તમરૂપે પૂજા થઈ છે એવું સ્થાન.) ગંગા, યમુના અને સરસ્વતીનું સંગમસ્થાન અલાહાબાદ.

**વિસ્તીર્ણ:** [वि+स्तृ (પાથરવું)] વિશાળ. સરખાવો: વિસ્તૃત, વિસ્તાર, સાથરો.

**પાંઉરોટીની ભઠ્ઠી:** એ ભઠ્ઠીમાં પ્રત્યક્ષ આગ હોતી નથી, કેવળ ગજબ ગરમી જ હોય છે, એટલે ઉત્પ્રેક્ષાનું ઔચિત્ય.

**પુંડલીક:** મૂળે એ સ્ત્રીઘેલો હતો. એથી થયેલી માબાપની અવજ્ઞાનો દોષ ધોવા એ માબાપનો એકનિષ્ઠ ભક્ત બન્યો. એની પિતૃભક્તિથી શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા અને એને મળવા ગયા. એ માતાપિતાની સેવામાં રોકાયેલો હતો. એટલે એક ઈંટ ફેંકી એણે કહ્યું કે, 'આના ઉપર વિરાજો. હું આવું છું.' સેવાથી પરવારીને ભગવાન પાસે પહોંચ્યો ત્યારે કૃષ્ણે એને વર માગવા કહ્યું. પહેલાં તો એણે ના પાડી. આખરે કૃષ્ણના અતિ આગ્રહને વશ થઈ

માગ્યું કે, 'તમો ચોવીસ યુગ સુધી આ ઈંટ ઉપર ઊભા રહેજો.' આજે પણ ભગવાન એ ઈંટ પર જ ઊભેલા છે. ઈંટને મરાઠીમાં 'વીટ' કહે છે. 'વીટ' ઉપર ઊભા માટે 'વિઠ્ઠલ' અથવા વિઠોબા કહેવાયા. નીચેના અભંગમાં એ સ્વરૂપનું વર્ણન છે.

*सुन्दर तें ध्यान उभें वीटेवरी,कर कटेवरी ठेवूनियां.*

**પુંડલીકનું ધામ:** પંઢરપુર. એને માર્ગે બાવળ ખૂબ છે, એનો ઉલ્લેખ નીચેના વિખ્યાત અભંગમાં આવે છે:

*पंढरीच्या वाटे, बाभळीचे काटे, सखा विठ्ठल भेटे, पांडुरंग.*

**દાઝ:** (सं. दाह)

**બેહૂદો:** (फा. बेहुदह) ન શોભે એવો. મૂળ અર્થ: અનર્થક, મૂર્ખના જેવું, નકામું.

**સંયોગ:** (सं. सम्+युज्.) જોડવું. સરખાવો: સંયોજક, સંયોજન, સંયુક્ત; વિયોગ, વિયુક્ત; નિયોગ, નિયુક્ત, નિયોજવું; પ્રયોગ, પ્રયોજક, પ્રયોજન.

**સંગમ:** (सं. सम्+गम् (જવું) ભેગા થવું તે, મેળાપ.

**પા. પ. સ્વરર્ધુનિ:** (खर् (સ્વર્ગ)+धुनि (નદી) સ્વર્ગંગા.

**બ્રહ્માવર્ત:** કુરુક્ષેત્રની પાસેનો દૃષદ્વતી અને સરસ્વતી નદી વચ્ચેનો પ્રદેશ.

**હિંદુ અને ...અકબર:** હિંદુ રાજાઓ સાથે લગ્નસંબંધ બાંધ્યા, હિંદુ અને મુસલમાન ધર્મનો સાર ખેંચી 'દીને ઇલાહી' નામનો નવો ધર્મ સુધ્ધાં શરૂ કર્યો, એનું અહીં સૂચન છે.

**અક્ષયવટ:** પ્રયાગ, ભુવનેશ્વર, ગયા વગેરે તીર્થસ્થાનોમાં રોપવામાં આવેલા વડ. એ વડની પૂજા કરવાથી, તેને પાણી પાવાથી અક્ષય્ય પુણ્યની પ્રાપ્તિ થાય છે એવી માન્યતા છે, એટલે એ અક્ષયવટ કહેવાય છે. 'જીવનલીલા'માંથી 'ગંગામૈયા' નામનો લેખ જુઓ.

**ખાસું:** (अ. खासा) ઉત્તમ.

**અક્ષયવટ પરથી...મનાતું હતું:** જુઓ આગળ પાન 79.

**અઘોર સાધના:** અઘોરી લોકોની સાધના. અઘોર પંથ શિવભક્તોનો એક વિશેષ સંપ્રદાય છે. એ લોકો અતિશય ગંદા રહે છે. લેશ પણ ઘૃણા વિના એ લોકો માંસ અને ગંધાતાં શબ-અરે મલમૂત્ર સુધ્ધાં ખાઈ જાય છે. કદી શરીર કે મોં ધોતા નથી. મદ્યપાન માટે ખોપરી રાખે છે. સાપનાં અને બીજાં પ્રાણીઓનાં હાડકાંની માળા ધારણ કરે છે. પંચકેશ વધારે છે. કાનમાં કુંડલ પહેરે છે. રુદ્રાક્ષ અને ડમરા જેવાં તીર્થચિહ્નો પણ ધારણ કરે છે. વડોદરા રાજ્યમાં અઘોરેશ્વર મઠમાં અઘોરસ્વામીનો વાસ હતો. આબુ, કાઠિયાવાડ અને બંગાળમાં આજે પણ આ પંથના સાધુઓ જોવાને મળે છે. એ સંપ્રદાય ખૂબ પ્રાચીન છે. માર્કો પોલો, પ્લીની, એરિસ્ટોટલ વગેરેના ગ્રંથોમાં પણ એનો ઉલ્લેખ મળી આવે છે.

**લશ્કરી દષ્ટિએ ... છે:** શોણ અને ગંગાના સંગમ ઉપર આવેલ પટણાનું મહત્ત્વ પણ એવું જ છે.

**પા. 6. ધર્મલિપિ:** ધર્મલેખ.

**સમુદ્રગુપ્ત:** ભરતભૂમિનો એક વિખ્યાત સમ્રાટ. ચંદ્રગુપ્ત અને કુમારદેવીનો પુત્ર. એણે પિતાની આજ્ઞાથી દિગ્વિજય કર્યો હતો અને પછી અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. એનાં તામ્રપટો અને શિલાલેખો મળી આવે છે.

**દિગ્વિજયના અને ધર્મવિજયના:** સમુદ્રગુપ્તનો દિગ્વિજય અને અશોકની ધર્મયાત્રા.

**સાર્વત્રિક:** (सर्वत्र+इक) દરેક સ્થાને ઉપયોગી, દરેક સ્થાને વ્યાપેલું. इक પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ અને અંત્ય સ્વરનો લોપ થાય છે. સરખાવો: સામાજિક, ધાર્મિક, ત્ર, સ્થાનવાચી છે. સરખાવો: અત્ર, તત્ર, યત્ર, અન્યત્ર, કુત્ર.

**ડેરા:** મુકામ, તંબૂ.

**લાંછન: (**સં. लक्षण**)** ચિહ્ન, નિશાની, સરખાવો: શશલાંછન, મૃગલાંછન, ભૃગુલાંછન, ગુજરાતીમાં ‘કલંક’ અર્થ પણ થાય છે.

કુંભમેળો**:** કુંભમેળાની ઉત્પત્તિકથા પુરાણમાં આ પ્રમાણે આપી છે**:** દેવો અને દાનવોએ મળીને સમુદ્રમંથન કર્યું, ત્યારે છેવટે તેમાંથી અમૃતનો કુંભ લઈને ધન્વંતરિ બહાર આવ્યા. દેવોની દષ્ટિ એ કુંભ પર પડતાં જ ઇન્દ્રના પુત્ર જયંતને એમણે ઇશારો કર્યો એટલે તે એકદમ કુંભ લઈને નાઠો. એવામાં દૈત્યગુરુ શુક્રાચાર્યે દાનવોને ચેતવ્યા એટલે તેઓ જયંતની પૂઠે પડ્યા. જયંત ગમે તેમ નાસવા લાગ્યો. ચાર દિવસ અને ચાર રાત્રી આ નાસાનાસ અને ખેંચાખેંચ ચાલી, અને છેવટે દૈત્યોએ કુંભ લઈ લીધો. પણ દૈત્યો બધા અમૃત પીવા પડાપડી કરવા લાગ્યા અને છેવટે ઝઘડો ઊભો થયો. એવામાં શ્રીવિષ્ણુ મોહિનીસ્વરૂપ ધારણ કરીને આવ્યા અને સૌને વહેંચી આપવાને બહાને મોહિનીએ કુંભ પોતાના હાથમાં લઈ બધું અમૃત દેવોને પાઈ દીધું. અમૃતકુંભ માટેની દેવદાનવોની બાર દિવસ અને બાર રાતની લડાઈમાં કુંભ જે જે જગ્યાએ પડી ગયો હતો, તે જગ્યાઓ પવિત્ર ગણાય છે, અને ત્યાં કુંભપર્વ ભરાય છે. આ યુદ્ધ દરમિયાન ચંદ્રે અમૃતને ટપકતાં બચાવ્યું હતું, સૂર્યે કુંભને ભાંગી જતો બચાવ્યો હતો. કુંભ જ્યારે દાનવોના હાથમાં ગયો ત્યારે તેનું રક્ષણ બૃહસ્પતિએ કર્યું હતું. અને જ્યાં સુધી કુંભ જયંતના હાથમાં હતો ત્યાં સુધી તેનું રક્ષણ શનિએ કર્યું હતું. આથી જે જે સ્થાને એ કુંભ પડી ગયો તે તે સ્થાને સૂર્ય, ચંદ્ર, અને બૃહસ્પતિ એક રેખામાં આવે છે ત્યારે ત્યાં કુંભયોગ થયો કહેવાય છે.

ગુરુ અને સૂર્ય મકર રાશિમાં હોય અને રવિવારે જો પૂણિર્મા આવે તો પ્રયાગ અને હરદ્વારમાં કુંભયોગ ગણાય છે. ગુરુ અને સૂર્ય સિંહરાશિમાં ભેગા થાય અને ગુરુવારે પૂણિર્મા આવે તો ગોદાવરીમાં, ગુરુ અને સૂર્ય મેષરાશિમાં ભેગા થાય અને સોમવારે વદ 8 આવે તો કાવેરીમાં, અને શ્રાવણ માસમાં ગુરુ કે સોમવારે અમાસ આવે તો કૃષ્ણા નદીમાં કુંભયોગ ગણાય છે.

**માઘમેળો:** માઘ મહિનામાં ભરાતો મેળો.

**તત્ત્વજ્ઞાનના અખાડાઓ:** શાસ્ત્રાર્થ.

**પ્રમાણો:** પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, અર્થાપત્તિ, ઐતિહ્ય, અભાવ, ઇત્યાદિ.

**પ્રત્યક્ષ:** (प्रति (સામે) + अक्षि (આંખ) ઇન્દ્રિયજન્ય.

**અનુમાન:** (अनु (પછી કે અનુસાર) + मा (ભાપવું) + अन) હેતુ કે તર્ક દ્વારા કોઈ પણ વસ્તુનો અનુભવ કે નિર્ણય કરવો તે.

**ઉપમાન:** સમાન ધર્મનું કથન.

**શાબ્દ:** (शब्द + अ (સંબંધી) શબ્દથી ઉત્પન્ન થયેલું. વિશ્વાસપાત્ર માણસનું વચન. आप्तवाक्यं प्रमाणम्.

**લાકડી અને ગાળો:** સરખાવો: argumentum ad baculum તથા शेषं कोपेन पूरयेत्।

**હાજત:** (अ.) કાચી જેલ. મુકદ્દમો ચાલવા પહેલાં અપરાધીને પોલીસના પહેરામાં રાખવો તે.

**પા. 7. ત્રિવેણીસંગમ:** ગંગા, યમુના અને (ગુપ્તરૂપે) સરસ્વતીનો સંગમ. પ્રયાગ આગળ એ ત્રણે નદી ભેગી

થાય છે એટલે ત્યાં એ युक्तवेणी કહેવાય છે. બંગાળમાં એકના અનેક પ્રવાહો થઈ જાય છે એટલે ત્યાં मुक्तवेणी કહેવાય છે.

**શ્રાદ્ધ:** (श्रद्धा + अ) મૃત પ્રત્યે શ્રદ્ધાપૂર્વક જે અન્નદાન કે બીજું દાન કે અનુષ્ઠાન કરવામાં આવે તે. અ પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ અને અંત્ય સ્વરનો લોપ થાય છે.

**ઇંતેજાર:** (अ.) આતુર.

**મજૂરો ... બનતું જ નથી:** ભાષાની મુશ્કેલીને લીધે.

**आत्मन्येय...विद्यते**: ગીતા અધ્યાય 3જાના 17મા શ્લોકનો ઉત્તરાર્ધ. **અર્થ:** જે આત્મામાં સંતુષ્ટ છે, તેને કંઈ કામ રહેતું નથી. અહીં એ વચન મશ્કરીમાં વાપર્યું છે.

**એબ:** (अ. अयब.) કલંક.

**અતડો:** બીજા સાથે ન ભળે એવો.

**વારાણસી:** વારણા અને અસી નદીઓ ગંગાને મળે છે તે બેની વચ્ચેના ભાગમાં કાશી આવેલું છે, તેથી તેને વારાણસી કહે છે. જુઓ આગળ પા. 8.

**અવિરત:** (अ (નહીં) + विरत (અટકેલું)) સતત. સરખાવો: રત, રતિ, વિરતિ, વિરામ.

**પા. 8 પરિચયને ... અવજ્ઞા:** अतिपरिचयादवज्ञा।

**પરિચય:** (परि (ચારે કોરથી) + चि (જાણવું, ઓળખવું)) બરાબર ઓળખવું તે.

**અવજ્ઞા:** (अव (હલકું) + ज्ञा (જાણવું)) અનાદર. વિચારો: જ્ઞાન, વિજ્ઞાન, વિજ્ઞાપન, વિજ્ઞપ્તિ, સંજ્ઞા, મનોજ્ઞા.

**અવતરેલી:** [अव (નીચે) + तृ (તરવું, જવું)] નીચે ઊતરેલી. વિચારો: અવતાર, અવતરણ.

**ગગનસ્પર્શી:** આકાશને સ્પર્શ કરતા. સરખાવો: તલસ્પર્શી, મર્મસ્પર્શી, હૃદયસ્પર્શી. તેમ જ ગગનભેદી, ગગનચુંબી.

**પરમ:** (पर + म) શ્રેષ્ઠપ્રધાન.

**ચરમ:** [चर (ચાલવું) + अम (અંત)] ગતિનો જ્યાં અંત આવે એવું-છેલ્લું.

**રહસ્ય:** (रहस् (ગોપન) + य) ગૂઢ તાત્પર્ય.

**છતાં ... ન આવ્યો:** કાકાસાહેબ જણાવે છે: ‘ઔરંગઝેબની મસ્જિદ તોડવાનો પ્રયત્ન મરાઠાઓએ નથી કર્યો એમ આમાં જે સૂચિત કર્યું છે તે ઇતિહાસસિદ્ધ નથી, એમ પાછળથી માલૂમ પડ્યું છે. પેશવાઓએ કાશીના નવાબ ઉપર હુમલો કરી ઔરંગઝેબની મસ્જિદ તોડી ત્યાં વિશ્વાનાથનું મંદિર ફરી બાંધવાનો મનસૂબો કર્યો હતો, પણ કાશીના બ્રાહ્મણોએ ઉઘાડે માથે પેશવા આગળ આવી રોકકળ કરી સમજાવ્યું કે, “તમે તો કાશી જીતી શકશો, પણ તે પહેલાં અમારી કતલ થશે અને તમને બ્રહ્મહત્યાનું પાપ લાગશે. કોઈ મંદિર બાંધતું હોય તો એને ના પાડવી એ પાપ છે. તે પાપમાંથી અમો ઊગરી જઈએ માટે તમો બીજે એક મંદિર બાંધો. અમો આવીશું.” આવા લોકો આગળ પેશવા હાર્યા અને ગુપ્ત વેશે ગંગાસ્નાન કરી ચુપચાપ પાછા આવ્યા.’ આમ આજે તો એ મસ્જિદ બ્રાહ્મણોની ભીરુતાની પતાકા બની રહી છે.

**સહિષ્ણુતા:** (सह् (સહન કરવું) + इष्णु (શીલાર્થે) + ता) સહનશીલતા. સરખાવો: વર્ધિષ્ણુ, જયિષ્ણુ, જિષ્ણુ,

વિષ્ણુ.

**કાનપુરનો કૂવો:** 1857ના વિપ્લવ સમયે નાનાસાહેબની ફોજના લોકોએ અંગ્રેજોની કતલ કરી તેમને એક કૂવામાં નાખી દીધા હતા એમ કહેવાય છે. એ કૂવો હજી અંગ્રેજોએ સાચવી રાખ્યો છે અને તેના ઉપર આ અત્યાચારની વિગતો નોંધી રાખી છે. વધુ માટે જુઓ 'સત્તાવન,' પા. 125.

**સેનાપતિનું બાવલું:** બ્રિગેડિર જનરલ જોન નિકલસન. 1857ના વિપ્લવ વખતે જ્યારે અંગ્રેજોએ દિલ્હી ફરી કબજે કરવા 14મી સપ્ટેમ્બર, 1857ને રોજ હુમલો કર્યો ત્યારે એણે ભારે વીરત્વ બતાવ્યું હતું. એ જ લડાઈમાં એને જીવલેણ ઘા થયો, પણ 20મીએ અંગ્રેજોએ દિલ્હીનો કબજો લીધા પછી 23મીએ એનું અવસાન થયું. દિલ્હીમાં એનું બાવલું છે અને તેની આસપાસ એના નામનો બગીચો પણ છે. જુઓ: 'સત્તાવન', પા. 138-40.

**પા. 9. પંડાનાં ઝુંડ ... ગયો હોય:** અતિશયોક્તિ.

**સજ્જન:** (સત્ (સારો) + जन (માણસ)) સારો માણસ. 'સજ્જન માણસ'માં દ્વિરુક્તિ છે. સરખાવો: સહ્યાદ્રિ પર્વત, પીળું પીતાંબર.

**ખાનદાની:** (फा. खानदान (કુલ) + ઇ) કુલીનતા.

**હાઉસ-એજન્ટ્સ:** ઘરની વ્યવસ્થા કરી આપનાર મારફતિયા.

**ટોમસ કૂક:** દુનિયાભરના પ્રવાસીઓનાં સુખસગવડની વ્યવસ્થા કરનાર વિખ્યાત કંપની.

**શિપિંગ એજન્ટ્સ:** વહાણની વ્યવસ્થા કરી આપનાર મારફતિયા.

**માહાત્મ્ય:** (महत् + आत्मन् + य) મહિમા, મહત્ત્વ. य પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ અને અંત્ય સ્વરનો લોપ થાય છે. સરખાવો: સુંદર-સૌંદર્ય, પવિત્ર-પાવિત્ર્ય; શીત-શૈત્ય.

**ભલમનસાઈ:** (ભલું + માણસ + આઈ)

**આતિથ્યધર્મ:** (अतिथि+थ+धर्म) અતિથિસત્કારનો ધર્મ.

**યજમાન:** મેજબાન.

**સીતાજીનો શાપ:** ભૂલ હશે. બ્રહ્મદેવનો જોઈએ. જુઓ આગળ પા. 20. વખતે સીતાજીએ પણ એ બ્રાહ્મણને શાપ આપ્યો હશે.

**પા. 10. અભિષેક:** (अभि+ सिंच् (રેડવું)+अ) મંત્રપૂત તીર્થજળ દ્વારા સ્નાન.

**કાશીમાં ... જાય છે:** ઉપનિષદમાં આમ કહ્યું છે.

**તાર સ્વર:** ઊંચો સ્વર. સંગીતમાં ત્રણ પ્રકારના સ્વર છે-મંદ્ર, મધ્ય, તાર.

**અન્નછત્ર:** (सत्र=यज्ञ) સદાવ્રત.

**પુણ્યશ્લોક:** [पुण्य (પવિત્ર) + श्लोक (કીર્તિ)] જેનું નામ પવિત્ર છે એવું. પુણ્યશ્લોક ચાર વ્યક્તિઓ ગણાય છે: નળ, યુધિષ્ઠિર, સીતા અને કૃષ્ણ.

*पुण्यश्लोको नलो राजापुण्यश्लोको युधिष्ठिरः।*
*पुण्यश्लोका च वैदेही पुण्यश्लोको जनार्दनः।।*

**પા. 11. નટ ઘળઅળજ્ઞ:** અંદર જવાની મનાઈ.

**પ્રદક્ષિણા:** (प्र+दक्षिणा) દેવતા અથવા પૂજ્યને જમણી બાજુ તરફ રાખી ચારે બાજુ ફરવું તે.

**ગ્લોબટ્રોટર:** (અં ગ્લોબ (પૃથ્વીનો ગોળો) + ટ્રોટર (ઘોડાની પેઠે દોટ કાઢનાર) આખી પૃથ્વી ઉપર ઉતાવળે ફરી વળનાર.

**તુરગયાત્રી:** (तुर (શીઘ્ર) + गं (જનાર, ચાલનાર) + यात्री (મુસાફર)) તુરગ=ઘોડા જેવી શીઘ્ર ગતિએ ફરનાર.

**એકનાથ:** મહારાષ્ટ્રના પ્રખ્યાત ચાર સંતોમાંના એક. એઓ ગૃહસ્થાશ્રમી હતા. આદર્શ ગુરુસેવક તરીકે પ્રખ્યાત છે. એમણે સંસ્કૃત ભાષાનો મોહ ઘટાડી ભાગવતના એકાદશ સ્કંધ ઉપર મરાઠીમાં ટીકા શરૂ કરી. એ અવિવેકને માટે સજા કરવા કાશીના પંડિતોએ એમને ત્યાં બોલાવેલા, પણ એમની ભાષાનો પ્રસાદ, નમ્રતા અને સાત્ત્વિકતા જોઈ બધા મોહિત થઈ ગયા. અને તે કાશીના પંડિતોના કહેવાથી જ-આગ્રહથી જ-એકનાથે કાશીમાં રહીને પોતાની ટીકા પૂરી કરી. એ ગ્રંથને ‘નાથભાગવત’ કહે છે. મરાઠીમાં ‘જ્ઞાનેશ્વરી’ જેટલી જ એ ગ્રંથની મહત્તા ગણાય છે. એકનાથ અંત્યજોદ્ધારક તરીકે પણ પ્રસિદ્ધ છે.

**સાષ્ટાંગ:** (स (સાથે) + अष्ट + अंग) આઠે અંગો વડે. આઠ અંગો આ પ્રમાણે ગણાય છે: ઘૂંટણ, પગ, હાથ, છાતી, બુદ્ધિ, શિર, વાણી, દૃષ્ટિ.

*जानुभ्यां च तथा पद्भ्यां पाणीभ्यामुरसा धिया।*
*शिरसा वचसा दृष्ट्या प्रणामोऽष्टांग ईरितः।।*

આનું આવું પાઠાંતર પણ મળે છે:

*उरसा शिरसा दृष्ट्या वचसा मनसा तथा।*
*पद्भ्यां कराभ्यां जानुभ्यां प्रणामोऽष्टांग ईरितः।।*

જુઓ પાનું 172.

**જીર્ણોદ્ધાર:** (जीर्ण + उद्धार) મરામત, સરખાવો: અંત્યજોદ્ધાર, દલિતોદ્ધાર, પતિતોદ્ધાર.

**નામશેષ:** જેનું નામ જ શેષ-બાકી રહ્યું છે એવું.

**દેવનગરી:** કાશી. આ નામ ઉપરથી ત્યાંની આંતરપ્રાંતીય લિપિનું નામ ‘દેવનાગરી’ પડ્યું કહેવાય છે.

**પા. 12. પૂર્વમીમાંસા:** [मन् (વિચાર કરવો) + सन् (સ્વાર્થે)+अ] પૂર્વાપરનો પરિહાર તે મીમાંસા; નિકાલ, નિવેડો, જૈમિનિ ઋષિએ રચેલું દર્શનશાસ્ત્ર પૂર્વમીમાંસા કહેવાય છે. એમાં યજ્ઞયાગ વગેરે કર્મકાંડનું પ્રતિપાદન કરેલું છે. ઉત્તરમીમાંસા એટલે વેદાંતદર્શન.

**વેદાંતીઓ:** વેદાંત-ઉત્તરમીમાંસામાં માનનારા.

**દ્વૈત:** જીવ અને ઈશ્વર જુદા છે એમ માનવું તે.

**અદ્વૈત:** જીવ અને ઈશ્વર એક જ છે એવું માનવું તે.

*ब्रह्म सत्यं, जगन्मिथ्या, जीवो ब्रह्मैव नापरः।*

**(બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, જીવ એ બ્રહ્મ જ છે, જુદો નથી.)**

**ખંડનખંડખાદ્ય:** શ્રીહર્ષે રચેલા પુસ્તકનું નામ.

**ગાદાધરી:** ન્યાયશાસ્ત્રનો વિખ્યાત ગ્રંથ છે.

**દશગ્રંથ:** ઋક્, યજુર્, સામ અને અથર્વ એ ચાર વેદો અને શિક્ષા (સ્વરોચ્ચાર સંબંધી), છંદ, વ્યાકરણ, નિરુક્ત

(વ્યુત્પત્તિ અને અર્થ સંબંધી), જ્યોતિષ અને કલ્પ (સૂત્રો) એ છ વેદાંગ મળી દશ ગ્રંથો થાય છે.

**ભૂદેવો:** બ્રાહ્મણો. શબ્દ સાભિપ્રાય વપરાયો છે.

**સત્યસંધ:** (सत्य (સાચી+संधा (પ્રતિજ્ઞા)) સત્ય પ્રતિજ્ઞાવાળો, સત્યવાદી.

**અંગ્રજ:** (अग्रे (આગળ)+ज (જન્મેલો)) બ્રાહ્મણ.

**અંત્યજ:** (अंते (છેવટે)+ज (જન્મેલો)) હરિજન. બ્રહ્માએ પહેલાં બ્રાહ્મણો, પછી ક્ષત્રિયો, પછી વૈશ્યો અને છેવટે શૂદ્રો ઉત્પન્ન કર્યા એવું પુરાણોમાં લખ્યું છે, તે ઉપરથી આ નામો પડેલાં છે.

**રામકથા:** ‘રામચરિતમાનસ’-જે તુલસીરામાયણને નામે પ્રસિદ્ધ છે.

**કબીરજી:** 15મી સદીમાં થઈ ગયેલા હિંદુ-મુસલમાનનું ઐક્ય બોધનાર યોગમાર્ગી સંત. તેઓ બનારસમાં રહેતા.

**વણી હતી:** કબીરજી વણકર હતા માટે.

**સનાતન:** (सना (સદા) + तन (વિદ્યમાન)) ચિરસ્થાયી, નિત્ય. સરખાવો: અદ્યતન, ચિરંતન, તદાનીંતન.

**વિશૃંખલ:** (वि (વિનાનું) + शृंखला (નિયમ) અવ્યવસ્થિત. બહુવ્રીહિ સમાસમાં ઉત્તરપદના અંત્ય आનો अ થઈ જાય છે. સરખાવો: નિર્લજ્જ, નિર્દય, નિઃસ્પૃહ.

**પરમહંસ:** (परम પ્રધાન) + हंस (તપસ્વી)) સંયમી, શુદ્ધ ચિત્તવાળા, સમદર્શી, નિર્લોભી, નિર્વિકાર, પરમેશ્વરના ધ્યાનમાં મગ્ન રહી કર્મક્ષયને માટે સંન્યાસ સ્વીકારનાર સાધુ. ચાર જાતના સંન્યાસીઓમાં સૌથી શ્રેષ્ઠ.

**પા. 13 સ્થાપત્ય:** (स्थपति+थ) ઘર બાંધવાની કળા.

**શિલ્પ:** (शिल (નિપુણ હોવું) + प) કારીગરી.

**થિયોસોફિસ્ટ:** થિયોસોફીમાં માનનાર. (ગ્રીક Theos (ઈશ્વર) Sophia (જ્ઞાન) થિયોસોફી એટલે બ્રહ્મવિદ્યા.

**મિસિસ બેસન્ટ:** ઉત્તરવયમાં હિંદને જ પોતાની માતૃભૂમિ માની રાજકીય, સામાજિક, ધાર્મિક તેમ જ શિક્ષણના ક્ષેત્રમાં હિંદની સેવા કરનાર આઇરિશ વિદુષી નારી. લાંબો સમય સુધી એઓ થિયોસોફિકલ સોસાયટીનાં પ્રમુખ હતાં. વિશેષ માહિતી માટે જુઓ એમની અંગ્રેજી આત્મકથા અને ‘કુમાર’, અંક 44, 45, તથા ‘મહાજન મંડળ’. નટેશનનું નાનું અંગ્રેજી ચરિત્ર પણ સારું છે. ‘મહાસભાના પ્રમુખો’માં તથા ‘હમારે રાષ્ટ્રપતિ’માં પણ છે.

**રુગ્ણાલય:** (रुग्ण (માંદો) + आलय (સ્થાન)) માંદાને રાખવાનું સ્થાન, ઇસ્પિતાલ. ઇસ્પિતાલ અને દવાખાનામાં ફેર છે તે ધ્યાનમાં લેવું.

**તંબૂરો:** (फा. तंबूर) તૂંબડામાં દંડ નાખી ત્રણ લોઢાના અને એક પિત્તળનો તાર ચડાવી બનાવેલું વાદ્ય. તાનપૂરો.

**તબલાં:** (अ. तब्लह) ચર્મવાદ્ય.

**રામપ્રસાદ:** 18મી સદીમાં થઈ ગયેલા બંગાળના સંત કવિ. એ દેવીભક્ત હતા. એમનાં ભજનોમાં ભક્તિની મસ્તી ભરી છે.

**કાળભૈરવ:** શિવના અંશમાંથી જન્મેલો: ભૈરવ. જુઓ આગળ પૃ. 39.

**तीक्ष्णदंष्ट्र:** તીક્ષ્ણ દાઢોવાળા, મોટી કાયાવાળા, પ્રલયના અગ્નિ સમા ભૈરવ, અમે તને નમસ્કાર કરીએ છીએ.

તું અમને રજા આપ.

**ત્રિસ્થળી:** [त्रिं (ત્રણ) + स्थळ (સ્થળ)] પ્રયાગ, કાશી અને ગયા.

**ગયાવળો:** ગયાના રહેવાસી પંડાઓ. સરખાવો: ખેડા-ખેડાવાળ.

**પા. 14 મહાસાગરમાં ...:** સરખાવો: મૈત્રી ઉપનિષદમાંની બૃહદ્રથ રાજાની ઉક્તિ:

‘મહાસાગરો સુકાઈ જાય છે, પર્વતો ગબડી પડે છે, ધ્રુવ પોતાના મંડળમાંથી ચલાયમાન થાય છે, ગ્રહમંડળો ભેદાઈ જાય છે, પૃથ્વી ડૂબી જાય છે, દેવો પદભ્રષ્ટ થાય છે.’

**સંતતિ:** [सम् (સારી રીતે)+ततिं (तन्=વિસ્તાર થવો)] જેનો બહુ વિસ્તાર થાય તે. પુત્રકન્યા.

**ભૂતની પેઠે ... જોઈએ:** આપણા લોકોમાં એવી માન્યતા છે કે ભૂતને અવળા પગ હોય છે. યુરોપમાં માન્યતા એવી છે કે ભૂતના પગને પંજાને બદલે ખરી હોય છે.

**વિષ્ણુ:** [विष् (વ્યાપવું)+णु] વિશ્વમાં વ્યાપીને રહેલ.

**જેમ વિષ્ણુ... રહે છે:** સંભારા? પેલો રમૂજી શ્લોક:

> *असारे खलु संसारे सारं श्वशुरमंदिरम्।*
> *क्षीराब्धौ च हरिः शेते शिवः शेते हिमालयम्।।*

**પા. 15. સંભાષણ:** [सम् (સાથે) + भाष (બોલવું+अन] વાતચીત.

**કોણ પંડો:** પ્રયોગ બરાબર નથી. ‘કયો પંડો’ જોઈએ.

**આભો:** [अद्भुत > अब्भुओ > આભો(?)] આશ્ચર્યચકિત.

**સીતાનો શાપ:** પ્રસંગ એવો છે કે એક વાર રામ, સીતા અને લક્ષ્મણ ફરતાં ફરતાં ફલ્ગુને તીરે આવી પહોંચ્યાં. ત્યાં રામને એકાએક યાદ આવ્યું કે આજે મારે પિતૃશ્રાદ્ધનો દિવસ છે, એટલે તેમણે લક્ષ્મણને ગામમાં સામગ્રી લેવા મોકલ્યો. લક્ષ્મણને આવતાં વાર થઈ એટલે રામ પોતે ગામમાં ગયા. પણ એવામાં શ્રાદ્ધનું મુહૂર્ત વહી જવા લાગ્યું એટલે સીતાએ નાહીધોઈને જે કંઈ વસ્તુ હતી તે વડે પોતાના પતિને બદલે પોતે તેમના પિતૃઓને પિંડદાન કર્યું, અને પિતૃઓ ભારે સંતોષ સાથે હાથ લંબાવીને પિંડ લઈ ગયા. જતી વખતે સીતાએ કહ્યું, ‘આપ લોકો જાતે પિંડ લઈ ગયા છો એ વસ્તુ મારા પતિ શી રીતે માનશે?’ ત્યારે આકાશવાણી થઈ કે, ‘તું સાક્ષી રાખ.’ આથી સીતાએ ફલ્ગુ નદી, ગાય, અગ્નિ અને કેવડાને સાક્ષી રાખ્યાં.

ત્યાર પછી રામલક્ષ્મણ બધી સામગ્રી લઈને આવી પહોંચ્યા ને સીતાને ચરુ તૈયાર કરવા કહ્યું. પણ સીતા કશું બોલ્યાં નહીં તેમ ચરુની તૈયારી પણ તેમણે કરી નહીં. આખરે રામે પૂછ્યું ત્યારે સીતાએ બધી વાત માંડીને કહી સંભળાવી. પણ રામલક્ષ્મણને એ પર વિશ્વાસ આવ્યો નહીં. ત્યારે સીતાએ ફલ્ગુ નદી વગેરે સાક્ષીઓનો હવાલો આપ્યો, પણ તેમણે બધાંએ કહ્યું કે, ‘અમે એમાંનું કશું જાણતાં નથી.’ એટલે નિરુપાયે સીતાએ ફરી ચરુ તૈયાર કર્યો અને રામે પિંડદાન માટે પિતૃઓને આહ્વાન કર્યું ત્યારે આકાશવાણી થઈ કે જાનકીએ અમને તૃપ્ત કર્યા છે. પણ રામે આ માન્યું નહીં એટલે બીજી વાર આકાશવાણી થઈ. તેનાથી પણ રામને સંતોષ થયો નહીં એટલે સૂર્યે જાતે આવીને સાક્ષી પૂરી ત્યારે રામને ખાતરી થઈ.

આમ સાક્ષી હોવા છતાં વાત છુપાવી એટલે સીતાજીએ એ ચારેને આ પ્રમાણે શાપ આપ્યા. ‘ફલ્ગુ, તું પાતાળમાં વહેશે. કેવડા, તું શિવને અગ્રાહ્ય થઈશ. ગાય, તારું મોં અપવિત્ર ગણાશે પણ પૂંછડું પવિત્ર લેખાશે. અગ્નિ, તું સર્વભક્ષક થશે.’

*एतस्मिनन्तरे देवी शापं तेम्योऽददात् पुनः।।*
*नदि! त्वया श्रुतं यच्च दृष्टं यच्च तथा पुनः।*
*सत्यं निवेदितं नैव पाताले त्वं वहाधुना।।*
*केतकि! त्वं शिवायेह न योग्या भव सर्वदा।*
*न सत्यं कथितं चाद्य तथा त्वं फलमाप्नुहि।।*
*सन्निकृष्टे तथा गां च उवाच जनकात्मजा।*
*यदि सत्यं त्वया नोक्तमीदृशी त्वं भवाधुना।।*
*पुच्छे शुद्धा मुखेऽयोग्या भव त्वं सर्वदानघे।*
*देवानां मुखमग्ने! त्वं यदि सत्यं न भाषितम्।।*
*सर्वभक्षी भव त्वंच वचनान्मम सत्तम।*
*केतकि! त्वं तथा नैव यथादृष्टं श्रुतं तथा।।*
*शिवाय वल्लभा मा भूः सर्वकालमुदाहता।*
*इति शापं तदा प्राप्ता यथायोग्य गतास्तदा।।*

શિવપુરાણ, અધ્યાય 30

**ચરુ:** હવન કે યજ્ઞને માટે રાંધેલા ચોખા. એ ચોખા જેમાં રાંધવામાં આવે છે તે વાસણને પણ ચરુ જ કહે છે.

**પા. 16. ધર્મશિલા:** જુઓ આગળ પા. 20-1.

**ગજવું:** [गुह्य> गूह्य> धूंजूं > ગજવું)] વસ્તુ સંતાડવાનું સ્થાન.

**પોમેટમ:** વાળમાં ઘાલવાનો ચરબીના જેવો ગાઢો સુગંધી પદાર્થ.

**પા. 17. પ્રતારણા:** છેતરપિંડી, વિડંબના.

**નિષ્કામ:** [निः (નથી) + काम (વાસના) જેમાં]

**શિરસ્તો:** (फा. शरिंश्तह) પ્રથા, નિયમ.

**પા. 19. ऊचं... सर्वदा:** ઉપરની પંક્તિઓમાં આનો સાર આવી જ જાય છે.

**પા. 20. समयः प्रतिपाल्यताम्:** કોલ પાળજો.

**समयः** કોલ, કરાર.

**મહત્કૃત્ય:** કટાક્ષમાં આ શબ્દ વાપર્યો છે.

**પા. 22. વજ્રગદા:** આ કથા સાથે વજ્ર બનાવવા માટે પોતાનાં હાડકાં આપનાર દધીચિ ઋષિની કથા સરખાવવા જેવી છે.

**लोकानां:** લોકોના રક્ષણ માટે અને જગતની મુક્તિને ખાતર.

**જિતેન્દ્રિય:** [जित (જીતી છે) + इन्द्रिय (ઇન્દ્રિયો) જેણે એવો] ઇન્દ્રિયોને વશમાં રાખનાર; બ્રહ્મચારી.

**कामंक्रोधं**: સાર ઉપર આવી જાય છે. છેલ્લી પંક્તિમાં આપેલી પાખંડની વ્યાખ્યા જોવા જેવી છે: વાસનાપૂર્વક કરેલું કામ તે પાખંડ.

**ઉ:શાપ:** શાપનું નિવારણ.

**પા. 23. ગોખલો:** [સં गवाक्ष > गउक्ख > ગોખ] આકાર ગાયની આંખ જેવો હોય છે માટે. સરખાવો: કોશીસું कपिशीर्षम्: વાંદરાં બેઠા હોય એવા દેખાય છે માટે ગઢના કાંગરાને કપિશીર્ષ કહે છે.

લાહોર સંગ્રહસ્થાનમાં 49 દિવસના ઉપવાસ કરનાર બુદ્ધની કાળા પથ્થરની મૂર્તિ છે. આંખોનું વર્ણન લખતી વખતે એ દૃષ્ટિ આગળ હતી. એ મૂર્તિનું ચિત્ર 'બુદ્ધચરિત' (લેદ્‌ભઅદ્‌ભ ધર્માનંદ કોસંબી, પ્રકા. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-14; પ્રાપ્તિસ્થાન, નવજીવન કાર્યાલય, અમદાવાદ-14માં જોવા મળે છે.

**ભારતીય યુદ્ધ:** મહાભારતનું યુદ્ધ.

**અહોરાત્ર:** (अहः (દિવસ) + रात्रि) દિવસરાત.

**માર:** બૌદ્ધ ધર્મમાં કલ્પેલી આસુરી સંપિત્તઓની અધિષ્ઠાતા વ્યક્તિ; સેતાન.

**ભગવાન નચિકેતા:** પિતાના કલ્યાણ ખાતર એ યમને ત્યાં ગયા હતા. યમે વરદાન આપતાં એમણે બ્રહ્મજ્ઞાનની માગણી કરી અને યમે આગળ ધરેલાં પ્રલોભનો ન ગણકારી આખરે તે જ્ઞાન પ્રાપ્ત કર્યું.

**અક્ષય્ય:** જેનો ક્ષય ન થાય એવું.

**ધ્રુવ:** ઉત્તાનપાદ રાજાનો પુત્ર. અપરમાએ અપમાન કરી બાપને ખોળે ન બેસવા દીધો એટલે ઉગ્ર તપ કરી એણે તારાઓમાં અચળ સ્થાન મેળવ્યું હતું.

આ જ આસન ... નથી: 'લલિતવિસ્તર' નામના કાવ્યમાં આવતા નીચેના શ્લોકનો ભાવાર્થ:

*इहासने शुष्यतु मे शरीरं त्वगस्थिमांसं विलयं च यातु।*
*अप्राप्य बोधिं( प्रज्ञां ) बहुकल्पदुर्लभां नैवासनात्कायमिदं चलिष्यति।।*

**પા. 24. સત્ય:** સાચો, શુભ.

**બુદ્ધ થયા:** જાગ્રત-જ્ઞાની થયા.

**વરાન્ન:** ઉત્તમ અન્ન, પાયસ.

**પુરાતન:** [पुरा (પહેલાં) + तन (વિદ્યમાન)]

**અશ્વત્થ:** પીપળો. એ પવિત્ર વૃક્ષ ગણાય છે. એની ઉત્પત્તિકથા પદ્મપુરાણમાં આ પ્રમાણે આપી છે: જલંધરની પત્ની કાલનેમિની કન્યાનું નામ વૃંદા હતું. તે મહાન સતી હતી. જલંધરે ઇન્દ્રને હરાવી અમરાપુરી કબજે કરી, એટલે ઇન્દ્ર શિવને શરણે ગયો. શિવે જલંધર સામે યુદ્ધ માંડ્યું. વૃંદાએ પતિરક્ષા માટે વિષ્ણુની પૂજા આરંભી. જ્યાં સુધી એની પૂજા ચાલુ રહે ત્યાં સુધી જલંધર મરે નહીં. આથી વિષ્ણુ જલંધરવેશે વૃંદા સામે હાજર થયા. પતિને યુદ્ધમાંથી સાજા પાછા આવતા જોઈ પતિનું સ્વાગત કરવા સતી પૂજા અધૂરી મૂકી ઊઠી. ત્યાં યુદ્ધક્ષેત્રમાં જલંધરનું મૃત્યુ નીપજ્યું. વૃંદાને આ છળકપટની ખબર પડતાં તે વિષ્ણુને શાપ દેવા તૈયાર થઈ. સતીના શાપથી ગભરાઈને તેને એવું કહીને શાંત પાડી કે તું પતિ સાથે સહગમન કર. તારી ભસ્મમાંથી તુલસી, ધાત્રી (આંબળાં), પલાશ (ખાખરો) અને પીપળો એ ચાર વૃક્ષો ઉત્પન્ન થશે. સતીએ સહગમન કર્યું અને આ રીતે એ વૃક્ષો ઉત્પન્ન થયાં.

**પ્રસન્ન:** નિર્મળ. જે પાણીમાંની માટી બરાબર ઠરી ગઈ હોય અને પાણી નીતર્યું થઈ ગયું હોય તે પ્રસન્ન કહેવાય. એવું નિર્મળ, પારદર્શક મન તે પ્રસન્ન મન. એથી ઊલટું ડહોળાયેલું. સરખાવો: પ્રસન્નસલિલા. प्रसादस्तु प्रसन्नता।

**નાવીન્ય:** નવીનતા. 'ય' પ્રત્યયવાળાં ભાવવાચક નામોની વપરાશ મરાઠીમાં વિશેષ છે. કાકાસાહેબનાં લખાણોમાં પણ એની વપરાશ વધારે જોવામાં આવે છે. જુઓ પાવિત્ર્ય, શૈત્ય વગેરે.

**શૂન્ય:** [सु (વિશેષ) + ऊन (ખાલી) + य]તદ્દન ખાલી.

**પા. 25. અખાડો:** [सं अक्षवाट > अक्खआडो > અખાડો]

**અનેરો:** (अन्यतर) જુદી જ જાતનો.

**સુજલા, સુફલા, મલયજશીતલા:** આપણા રાષ્ટ્રગીતમાંના શબ્દો. એ ગીત મૂળ બંગાળ માટે લખાયું હતું એટલે અહીં ઔચિત્ય.

**રામકૃષ્ણ પરમહંસ:** પરિચય માટે જુઓ 'કાલેલકરના લેખો, ભા. 1લો', પા. 15 અને 'કિશોર' વર્ષ 3જું, અંક 1લો. માયાવતી મઠ તરફથી પરમહંસનું વિસ્તૃત જીવન પ્રસિદ્ધ થયેલું છે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી એમના ઉપદેશના ગ્રંથો બહાર પડેલા છે તેમાં પણ જીવન આપેલું છે. રોમે રોલાં અને મૅક્સમૂલરનાં લખેલાં અંગ્રેજી ચરિત્રો પણ પ્રસિદ્ધ છે.

**વિવેકાનંદ:** જગતભરમાં હિંદુ ધર્મની વિજયપતાકા ફરકાવનાર, રામકૃષ્ણના શિષ્ય. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે એમનું વિસ્તૃત જીવન બહાર પાડેલું છે. રોમે રોલાંનું અંગ્રેજી તો છે જ. તે ઉપરાંત માયાવતી મઠ તરફથી પણ એક પ્રસિદ્ધ થયેલ છે.

**બિપિન પાલ:** 'લાલ-બાલ-પાલ'ની ત્રિપુટીમાંના સુપ્રસિદ્ધ રાષ્ટ્રવાદી આગેવાન. એમની આત્મકથાનો પહેલો ભાગ 'The Story of My Life and Times' નામે બહાર પડેલો છે. 'ઇન્ડિયન નેશન બિલ્ડર્સ'માં એમનું જીવન મળશે.

**અરવિંદઘોષ:** એક વખતના ઉગ્રમતવાદી રાષ્ટ્રનેતા અને આજના વિખ્યાત યોગી. 'અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન' એ નામના પુસ્તકમાં એમનું જીવન આપેલું છે. 'ઇન્ડિયન નેશન બિલ્ડર્સ'માં પણ છે.

**ખુદીરામ બોઝ:** મુજફ્ફરપુરમાં પહેલો બોમ્બ ફોડનાર બંગાળી યુવક.

**કનૈયાલાલ દત્ત:** પોતાની ટોળીના ફૂટેલા નરેન્દ્ર ગોસ્વામીને જેલની ઇસ્પિતાલમાં પૂરો કરી ફાંસીએ જનાર બંગાળનો ક્રાંતિકારી યુવક. વિશેષ માહિતી માટે જુઓ 'ઉપેન્દ્રની આત્મકથા', 'કુમાર', અંક 76.

**બાંગલા:** બંગાળીમાં બંગાળને 'બાંગલા' કહે છે.

**'આનંદમઠ':** બંકિમચંદ્રની વિખ્યાત નવલકથા જેમાં 'વંદે માતરમ્' ગીત આવે છે.

**તેનું કારણ ... હતું:** યાત્રા દરમિયાન અને સાધકદશામાં સીવેલાં કપડાં ન પહેરવાં એવો સંકલ્પ કર્યો હતો તેથી.

**પા. 26. ભદ્રપુરુષ:** ઉજળિયાત ભાઈ.

**મહાશય:** બંગાળીમાં એ સામાન્ય સંબોધન છે.

**અનિષ્ટ:** [अन् (નહીં) + इष्ट (ઇચ્છેલો)] નહીં ઇચ્છેલો કે ન ઇચ્છવા જેવો, અપ્રિય.

**અભયદાન:** [अ (નહીં)+भय+दान] ભયાર્તને 'ભય નથી', 'બીશ મા' કહીને હિંમત આપવી તે.

**સમાધિ:** [सम् (સારી રીતે) + आधा (ભૂકવું)] મૃતદેહને ભૂમિમાં રાખવાનું સ્થાન; કબર.

**પા. 27. સંશયવાદ:** આમ હશે કે તેમ હશે એવો સંશય પોષતું તત્ત્વજ્ઞાન. Agnosticism.

**સુષુપ્તિ:** [सु (અત્યંત, સારી પેઠે) + स्वप् (ઊંઘવું)] ગાઢ નિદ્રા.

**સંગેમરમર:** [फा. संग–इ–मर्मर; संग=પથ્થર] આરસપહાણ. સરખાવો**:** સંગીન, સંગદિલ, સંગસાર, સંગતરાશ.

**પા. 28. અલખલ્લો:** (अ. आलखालिक=વસ્ત્ર) બં. આલખાલ્લા, આલખેલ્લા, ખાસ આકારનો ડગલો.

**આગળો:** (सं. अगंला)

**આધુનિક:** (अधुना (હમણાં) + इक (ને લગતું)) હાલનું.

**કોળિયો:** (सं. कवल)

**प्रायो गच्छति:** સંભારો**:**

> खल्वाटो दिवसेश्वरस्य किरणै: संतापितो भस्तके
> वांच्छन् देशमनातपं विधिवशात् तालस्य भूलं गत:।
> तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिर:
> प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापद:।।

**સરખાવો: જ્યાં જાય ઊકો ત્યાં દરિયો સૂકો.**
**અક્કરમીનો દડિયો કાણો.**

**પા. 29. લિંગાયત:** શિવલિંગની પૂજા કરનાર.

**શાસ્ત્રમાં:** છાંદોગ્ય ઉપનિષદમાં.

**आहारशुद्धो:** આહારની શુદ્ધિમાં સત્ત્વની શુદ્ધિ રહેલી છે. છાંદોગ્ય0 7-26-2.

પરીક્ષા**:** [परि (ચારે બાજુથી) + ईक्ष (જોવું)] ચારે કોરથી તપાસવું. સરખાવો**:** પરિચય, પરિસ્થિતિ, પરિષદ.

**પા. 30. 'પ્રબુદ્ધ ભારત':** આજે પણ એ માસિક ચાલુ છે અને હિંદુસ્તાનમાં ઉત્કૃષ્ટ માસિકોમાં એની ગણના થાય છે.

**સમાધિ લીધી:** વિદેહ થયા.

**પરમહંસનાં ધર્મપત્ની:** શારદામાતા. પતિની ધર્મસાધનામાં લેશ પણ બાધા ન નાખતાં પોતે પણ પતિનું શિષ્યત્વ સ્વીકારી ધર્મસાધનામાં જ જીવન વિતાડનાર બ્રહ્મચારિણી.

**आस्मनो हिताय:** આત્માના (પોતાના) હિતને ખાતર.

**जगत: सुखाय:** જગતના સુખને ખાતર.

**પા. 31. રામકૃષ્ણ મિશન:** સ્વામી રામકૃષ્ણના અવસાન પછી તેમનું કાર્ય આગળ ચલાવવા તેમના શિષ્યોએ આ સંસ્થાની સ્થાપના કરી. હિંદુસ્તાનમાં અનેક ઠેકાણે એની શાખાઓ છે. એ દર્દીઓ માટે ઇસ્પિતાલ ચલાવે છે, દુકાળ, રેલ જેવા સંકટના પ્રસંગોએ પીડિતોને મદદ કરે છે. અને તે ઉપરાંત ધર્મસાધના અને ધર્મપ્રચારનું કામ પણ કરે છે.

**साधु चलता भला:** કહેવત આ પ્રમાણે છે**:** पानी बहता भला, साधु चलता भला। **સરખાવો:** बहती गंगा, चलता धरम.

મુખ્ય અર્થ-સાધુ સ્થાનાંતર ન કરે તો સ્થાનની આસક્તિમાં સપડાય, માટે સાધુ ચલતા ભલા.

નવા અર્થમાં-સાધુ અથવા કોઈ પણ માણસ જેને આસન પર ખાવાનું મળે છે તે ચાલે નહીં તો તેની ફાંદ વધે.

**અનુયાયી:** [अनु (પાછળ)+ या (જવું)] પાછળ જનાર,અનુસરનાર.

**સાધારણ:** ઉભય-સાધારણ, બંને સમજી શકે એવી.

**આર્જવ:** [ऋजु (સીધું, સરળ)+अ (ભાવાર્થે)] સરળતા.

**વાત્સલ્ય:** वत्स (વાછરડું) એ ઉપરથી वत्सल એટલે બાળક ઉપર પ્રેમ રાખનાર. બાળક પ્રત્યેના માબાપના પ્રેમને વત્સલતા કે વાત્સલ્ય કહે છે.

**પા. 32. ચૈતન્ય:** શ્રીકૃષ્ણ ચૈતન્ય. શ્રી ગૌરાંગ પ્રભુને નામે પ્રસિદ્ધ થયેલા બંગાળના ભક્ત. એમનો પ્રેમભક્તિપ્રધાન સંપ્રદાય આજે પણ બંગાળ, વૃંદાવન, ગુજરાત વગેરે પ્રાંતોમાં ચાલે છે. વિશેષ પરિચય માટે જુઓ, 'ભારતના સંતપુરુષો ભા. 1લો', 'શ્રી ચૈતન્ય મહાપ્રભુ', 'શ્રી કૃષ્ણ ચૈતન્ય', 'ગૌરાંગ મહાપ્રભુ'. અંગ્રેજીમાં શિશિરકુમાર ઘોષનું 'Lord Gaurang' જાણીતું છે.

**નેડાનેડી:** બંગાળીમાં નેડા એટલે બોડો થાય છે. આ સાધુઓનાં માથાં મૂંડાવેલાં હોય છે એટલે એમને નેડાનેડી કહે છે.

**બહિષ્કૃત: રિરુવ:** [बहिः (બહાર) + कृत (કરેલું] જેને બહાર કાઢી મૂક્યું છે એવું-હડધૂત.

**ધૃષ્ટતા:** [धृष् (ઉદ્ધત થવું)] ઉદ્ધતાઈ.

**પા. 33. વૈષ્ણવ:** [विष्णु + अ (ને લગતું)] વિષ્ણુને માનનાર. अ પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ અને અંત્ય સ્વરનો લોપ થાય છે. સરખાવો: પૃથા-પાર્થ; શંકર-શાંકર.

**સનાતન ... શક્યો છે:** હિંદુ ધર્મના રૂઢિચુસ્ત અનુયાયીઓએ જ્યારે જ્યારે એને રૂંધવાનો-બંધિયાર બનાવી દેવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે કોઈ મહાન ક્રાંતિકારી પુરુષ જાગ્યો જ છે, અને તેણે હિંદુ ધર્મનાં મૂળતત્ત્વોને સાચવી તેને ગૂંગળાવવા મથનાર રૂઢિઓને તોડીને એને મુક્ત કર્યો છે. આને લીધે જ એ આજ સુધી જીવતો રહેવા પામ્યો છે.

**સકંજા:** [फा. शिकंजह (અપરાધીને સજા કરવાનો એક પ્રકારનો સંચો)] હેડ. એ ઉપરથી જાળ.

તંગ: [फा. तंग (સાંકડું] ટૂંકું ને પરાણે પહોંચે એવું. સરખાવો: તંગિયો, તંગડી, તંગ, તંગાશ.

**માતાલ:** બંગાળી શબ્દ જાણીજોઈને વાપરેલો છે.

**જબરદસ્ત:** [फा. जवर (ઉપર)+दस्त (હાથ)] જેનો હાથ ઉપર હોય તે જબરદસ્ત; સત્તા ચલાવનાર, મોટું. એ ઉપરથી જબરદસ્તી. એથી ઊલટો શબ્દ 'જેરદસ્ત', (जेर=નીચે) હાથ નીચેનો, દબાયેલો.

બેહોશ: [फा. बे (વગરનો)+ होश (ભાન)] ભાન વગરનો. સરખાવો: બેશરમ, બેઅદબ, બેશુમાર, બેહદ.

**મેજબાન:** [फा. मेज (જમવા બેસતી વખતે પાથરવામાં આવતું કપડું) + वान (વાળો)] જમવા નોતરનાર, યજમાન. એથી ઊલટો શબ્દ મહેમાન.

**ફલાહાર:** એ ઉપરથી ગુજરાતી 'ફરાળ' શબ્દ થયો છે.

**પા. 34. જમણો:** જમવામાં વપરાતો.

**સિદ્ધ અને નિષિદ્ધ:** શાસ્ત્રમાં જે વસ્તુ કરવાની છૂટ હોય તે સિદ્ધ અને જે કરવાની મના હોય તે નિષિદ્ધ. સરખાવો: બોટ-અબોટ.

**અયિ ભુવનમનોમોહિની:** કવિવર રવીન્દ્રનાથનું એ પંક્તિથી શરૂ થતું રાષ્ટ્રગીત.

*અયિ ભુવનમનોમોહિની*
*નિર્મલ સૂર્યકરોજ્જ્વલ ધરણી*
*જનક-જનની-જનની*
*અયિ.*
*નીલ-સિંધુ-જલ-ધૌત-ચરણ-તલ*
*અનિલ-વિકંપિત-શ્યામલ-અંચલ*
*અંબર-ચુંબિત-ભાલ-હિમાચલ*
*શુભ્ર-તુષાર-કિરીટની*
*અયિ.*
*પ્રથમ પ્રભાત-ઉદય તવ ગગને*
*પ્રથમ સામ-રવ તવ તપોવને*
*પ્રથમ પ્રચારિત તવ વન-ભવને*
*જ્ઞાન ધર્મ કત કાવ્ય-કાહિની*
*અયિ.*
*ચિર કલ્યાણમયી તુમિ ધન્ય,*
*દેશ વિદેશે વિતરિછ અન્ન,*
*જાહ્નવી-જમુના વિગલિત કરુણા-*
*પુણ્ય-પીયૂષ-સ્તન્ય-વાહિની*
*અયિ.*

**પા. 35. રામદાસી સંપ્રદાય:** શ્રી સમર્થ રામદાસસ્વામીએ સ્થાપેલો સંપ્રદાય. એ સંપ્રદાયનો મુખ્ય હેતુ સમાજની ઐહિક અને પારલૌક્કિ ઉન્નતિ કરવી એ છે. રામદાસે પોતે હરિકથા, રાજકારણ અને સાવધપણાને પોતાના સંપ્રદાયનાં પ્રધાન લક્ષણ ગણાવ્યાં છે. એમાં પ્રવૃત્તિ-નિવૃત્તિનો યોગ્ય સમન્વય સાધવામાં આવેલો છે. સાવધપણા અને પ્રયત્ન પર એઓ ખૂબ ભાર મૂકતા. આધ્યાત્મિક અને રાજકીય મુક્તિ માટે એ બંનેની જરૂર છે. અસુરસંહારક અને દેવોને બંધનમુક્ત કરનાર સદાચારી રામની ઉપાસના એ સંપ્રદાયમાં થાય છે. વળી એમાં દાસમારુતિની ભીમમારુતિ તરીકે ઉપાસના કહેલી છે.

**દસ નામ:** તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી અને પુરી.

*तीर्थाश्रमवनारण्यगिरिपर्वतसागराः।*
*सरस्वती भारती च पुरी नामानि वै दश।।*

**ચાર મઠ:** દક્ષિણમાં શૃંગગિરિમાં શૃંગગિરિ અથવા શૃંગેરી, પશ્ચિમમાં દ્વારકામાં શારદા, પૂર્વમાં શ્રીક્ષેત્ર, પુરીમાં ગોવર્ધન, અને ઉત્તરમાં બદરિકાશ્રમમાં જ્યોર્તિમઠ.

**બ્રહ્મચારીઓના ચાર પ્રકાર:** ઉત્તરના આનંદ, દક્ષિણના ચૈતન્ય, પૂર્વના પ્રકાશ, અને પશ્ચિમના સ્વરૂપ કહેવાય છે.

**સમુદ્રગુપ્ત:** જુઓ ટિપ્પણ પા. 6

**ટોડરમલ:** એ અયોધ્યા પ્રાંતનો એક ક્ષત્રિય સરદાર શેરશાહ પાસે હતો. એણે અકબરના રાજ્ય દરમિયાન

જમીનમહેસૂલની ઉત્તમ વ્યવસ્થા કરી આપી હતી તેથી એ જાણીતો થયો. એ શૂર સેનાપતિ પણ હતો. તેણે બંગાળ પ્રાંત જીતીને અકબરના રાજ્યમાં સામેલ કર્યો હતો. 1589માં એ અવસાન પામ્યો.

**શિવાજી:** એણે રાજ્યવ્યવસ્થામાં અષ્ટપ્રધાનની યોજના દાખલ કરી ખૂબ કુશળતા બતાવી હતી.

**જ્ઞાનેશ્વર:** મહારાષ્ટ્રના તેરમા સૈકાના એક મુખ્ય સંત. તેઓ તથા તેમનાં બીજાં ભાંડુઓ નિવૃત્તિનાથ, સોપાનદેવ અને મુક્તાબાઈ મહારાષ્ટ્રનાં સંતોમાં અગ્રણી અને સમર્થ તત્ત્વવિવેચક હતાં. જ્ઞાનેશ્વરે ગીતા પર લખેલી 'ભાવાર્થ-દીપિકા' ટીકા જ્ઞાનેશ્વરી તરીકે ઓળખાય છે. તેમના બીજા ગ્રંથો સ્વાત્માનુભવ, અમૃતાનુભવ, પંચીકરણ અને પાંસષ્ટી છે. ખાસ કરીને તેમની જ્ઞાનેશ્વરીમાં વાણી અત્યંત સરસ અને ઉપમા, રૂપકો અને દૃષ્ટાંતથી પરિપૂર્ણ હોવાથી તે અધ્યાત્મ સાથે સાહિત્યનો પણ એક ઉત્તમ ગ્રંથ ગણાય છે. 'જીવતા તહેવારો'ની 1957ની આવૃત્તિમાં જ્ઞાનેશ્વર ઉપર એક લેખ છે.

**પા. 36. રામદાસ:** સત્તરમા સૈકાની શરૂઆતમાં થયેલા મહારાષ્ટ્રના એક રાજકારણકુશળ સંત. પરદેશી એટલે કે, તે વખતે મુસલમાની અમલને લીધે આખા દેશમાં આવેલી દૈન્યાવસ્થા તેમને બહુ ખૂંચી. એથી તેમના ઉપદેશમાં રામભક્તિ સાથે સ્વરાજ્ય સ્થાપવાની વાત પણ હતી. તેઓ શિવાજીના ગુરુ હતા અને તેમના કહેવાથી શિવાજીએ પોતાના ઝંડાનો રંગ ભગવો રાખ્યો હતો. કહેવાય છે કે, આપણા દેશના લગભગ બધા પ્રાંતોમાં તેમણે પોતાના ઉપદેશનો પ્રચાર કરવા માટે ત્રણસો ઉપર આશ્રમો સ્થાપન કર્યા હતા.

**कुलदैवत**: કુળદેવતા.

**પા. 37. પુરાત્ત્વખાતું:** પુરાણી વસ્તુઓની શોધખોળ કરનારું ખાતું.

**બજરંગ:** [सं. वज्रांग] વજ્રના જેવા મજબૂત શરીરવાળો, હનુમાન.

**અશોકના શિલાલેખની પેઠે:** અશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે તે ધર્મની મુખ્ય મુખ્ય આજ્ઞાઓ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં લોકોની ભાષામાં પથ્થર ઉપર કોતરાવી હતી. ગુજરાતમાં ગિરનારની તળેટીમાં આવો એક શિલાલેખ છે

**પા. 38. માનવવંશશાસ્ત્રી:** માનવજાતિના વિકાસના શાસ્ત્રનો અભ્યાસ કરનાર વિદ્વાન. અંગ્રેજીમાં એને 'એન્થ્રોપોલોજિસ્ટ' Anthropologist કહે છે.

**જાહોજલાલી:** [फा. जाह (પદવી) + अ. अ. जलाली (મોટાઈ)] આબાદી, વૈભવ.

**सत्यं…परमाकाशं**: સત્યસ્વરૂપ, અનંત, નિત્ય, અનાકાશ, પરમાકાશ. આ સ્તોત્ર ગોવિંદાષ્ટક નામે પ્રખ્યાત છે.

**પવનકુમારને માથે પંખો:** હનુમાન પોતે વાયુના પુત્ર ગણાય છે, એટલે એમને વાયુ ઢોળવામાં અનૌચિત્ય છે.

**પંખો:** [सं. पक्ष क्षष (પાંખ)] પાંખના જેવો આકાર હોય છે અને પાંખની પેઠે હવાને મારવામાં જ વપરાય છે, માટે એવું નામ.

**પા. 39. વેંત:** [सं वितस्ति>विहत्ति>વેંત]

**ગુજારો:** [फा. हिं. गुजारह] નિર્વાહ.

**તંદુરસ્ત:** [फा. कजिय्यह (શરીર) + दुरूस्त (ઠીક)] શરીર સારું-નીરોગી હોય એવો.

**કજિયાખોર:** [अ. कजिंय्यह (લડાઈ) + खोर (फा. खुर्दुन=ખાવું ઉપરથી)] લડાઈ કરનાર, તોફાની. સરખાવો: હરામખોર, રુશવતખોર, કીનાખોર, ચુગલખોર, શેખીખોર, હલાલખોર, સૂદખોર, નફાખોર.

**પા. 40. સ્વામીનારાયણ સંપ્રદાય:** સહજાનંદસ્વામીએ સ્થાપેલો સંપ્રદાય. એના પ્રધાન દેવ શ્રીકૃષ્ણ છે. વલ્લભસંપ્રદાયની પૂજાપદ્ધતિ કાયમ રાખી તેમાં કેટલાક સુધારા એમણે કર્યા છે. એમનાં મંદિરોમાં સ્ત્રીપુરુષોની દર્શનની જગ્યા જુદી હોય છે. સ્ત્રીઓને ઉપદેશ પણ ગુરુપત્ની કરે છે. ગુરુનો ચરણસ્પર્શ પણ સ્ત્રીઓને કરવાનો હોતો નથી. એના સાધુઓમાં બ્રહ્મચારી, સાધુ અને પાળા એવા ત્રણ વર્ગો છે. સૌએ બ્રહ્મચર્ય પાળવાનું હોય છે. બે બે સાથે ફરે એવો નિયમ છે. વડતાળમાં એમનું મુખ્ય મંદિર છે. અમદાવાદમાં પણ એ સંપ્રદાયનું મોટું મંદિર છે. 'શિક્ષાપત્રી' એ એમનો મુખ્ય ગ્રંથ છે અને દરેક ભણેલા માણસને તેનો રોજ પાઠ કરવાની ફરજ ગણાય છે. ગુજરાતના પાટીદારો, કોળી વગેરે લોકોમાં આ પંથનો વિશેષ પ્રચાર છે. આચારશુદ્ધિ ઉપરે એણે ખૂબ ભાર મૂક્યો છે. જુઓ કિશોરલાલભાઈની ચોપડી.{સહજાનંદ સ્વામી અને સ્વામીનારાયણ સંપ્રદાય, પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-14.}

**શ્રી સહજાનંદ સ્વામી:** અયોધ્યા પાસે છપૈયા ગામે જન્મેલા અને પાછળથી ગુજરાત કાઠિયાવાડમાં આવી રહેલા સહજાનંદસ્વામી રામાનંદના શિષ્ય હતા અને તેમના અવસાન પછી તેમની ગાદીએ આવ્યા હતા. પાછળથી એમણે પોતાનો સ્વતંત્ર પંથ સ્થાપ્યો.

**माया**: હરદ્વાર.

**कांची**: કાંચીવરમ્-મદ્રાસની નૈઋર્ત્યના દ્રાવિડ રાજ્યની પ્રાચીન રાજધાની.

**अवन्तिका**: માળવાના રાજા વિક્રમની રાજધાની, શિપ્રા નદીને કાંઠે આવેલી ઉજ્જયિની-ઉજ્જન.

**વરસાદ ... થઈ ગયા:** સરખાવો મેઘદૂત:

*तस्यास्तिक्तैर्वनगजमदैर्वासितं वांतवृष्टि-*
*र्जम्बुकुंजप्रतिहतरयं तोयमादाय गच्छेः।*
*अन्तःसारं धन तुलयितुं नानिलः शक्ष्यति त्वाम्*
*रिक्तः सर्वो भवति हि लघुः पूर्णता गौरवाय।।*

**યોગનિદ્રા:** ચિત્ત વિષયાંતર ન કરે એવી નિદ્રા; ગાઢ નિદ્રા.

**પા. 41. વૈરાગ્યખંડમાં:** ઉત્તરાખંડની સરખામણીમાં બનાવેલો શબ્દ. આપણાં પુરાણોમાં પૃથ્વીના નવ ખંડો ગણાવેલા છે. તે નવખંડ પૃથ્વીની બહાર.

**વહેતી:** जग=ચાલવું. સદા ચાલે છે માટે દુનિયા જગત કહેવાય છે. એટલે અહીં આ વિશેષણ વાપર્યું છે.

**વૃદ્ધ ટૉલ્સ્ટોય ... હશે!:** રશિયાના આ મહાન વિચારક અને સાહિત્યકાર પોતાના વિચારોને આચારમાં મૂકવાના પ્રયત્નો કર્યા જ કરતા હતા. આમાં એમની પત્ની તરફથી વારે વારે દખલ થયા કરતી હતી. આખરે ઉત્તર વયમાં કંટાળીને એઓ છૂપી રીતે ઘર છોડીને ચાલ્યા ગયા, અને થોડા જ સમયમાં એમનું અવસાન થયું. એમના જીવનપરિચય માટે જુઓ 'મહાત્મા ટોલ્સ્ટોય'.

**રુશવત:** (अ. रिश्वत) લાંચ.

**એટલે બારણું ... રહેવાનો:** હવે આવા દાખલા નથી જોવામાં આવતા.

**ડાર્વિન:** ચાર્લ્સ રોબર્ટ (1809-82). વિદ્યાર્થી દશામાંથી જ એને પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રનો શોખ હતો. એટલે અભ્યાસ પૂરો થતાં જ એ 'બીગલ' વહાણ સાથે દક્ષિણ અમેરિકા અને પ્રશાંત મહાસાગરમાં શોધખોળ કરવા ઊપડી ગયો. એ પ્રવાસ દરમિયાન એણે પ્રાણીઓનું અને જંગલી લોકોનું જે નિરીક્ષણ કર્યું તેને વિશે

એણે બે પુસ્તકો લખ્યાં. એકમાં પ્રવાસનું વર્ણન અને બીજામાં એ પ્રવાસ દરમિયાન જોયેલાં પ્રાણીઓ વિશે માહિતી આપી. આ પછી એણે પોતાના સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું અને તેણે વિજ્ઞાનશાસ્ત્રીઓમાં ભારે ઊહાપોહ મચાવ્યો.

ડાર્વિનનો સિદ્ધાંત એ છે કે, વનસ્પતિ તેમ જ પ્રાણીઓની દરેક જાતિ પોતે પોષી શકે એના કરતાં વધારે સંતતિને જન્મ આપે છે અને જીવવાનાં પૂરતાં સાધનોને અભાવે માંહોમાંહે કલહ જાગે છે. તેમાં જે બીજાં કરતાં વધારે બળવાન અને કુદરતની કઠોરતા અને વિષમ પરિસ્થિતિની સામે ટકવાની વધારે લાયકાતવાળાં હોય તે ટકે છે. આમ આ ટકેલાંની ઓલાદને પણ ફરી વાર જીવનકલહમાં ઊતરવું પડે છે અને તેમાંથી જે વધારે ખડતલ હોય તે ટકે છે. કાળે કરીને મૂળ પ્રાણીની શરીરરચના, બુદ્ધિશક્તિ વગેરેમાં એટલું બધું રૂપાંતર થઈ જાય છે કે, તે એક નવા જ પ્રકારનું પ્રાણી બની જાય છે. આમ એક યોનિમાંથી અનેક યોનિઓનો ઉદ્‌ભવ થાય છે. આ નિયમને પ્રકૃતિની વરણી (Natural selection), જીવનકલહ (Struggle for existence), તથા યોગ્યતમનો નિસ્તાર (Survivial of the fittest)એ નામો ડાર્વિને આપ્યાં છે.

**પ્રિન્સ ક્રોપોટ્કિન:** રશિયાના અમીરકુળમાં જન્મેલા આ પ્રખર વિદ્વાન ભૂસ્તરવિદ્યા, સંગીત, કળા, સમાજશાસ્ત્ર, ફિલસૂફી વગેરે વિષયોના ઊંડા અભ્યાસી હતા, સત્તાવીસ ભાષાના જાણકાર હતા. ઉપરાંત તેઓ મજૂરોમાં ક્રાંતિ ફેલાવવા માટે ખેડૂતો અને મજૂરોની સ્થિતિનો ઊંડો અભ્યાસ કરી ચોપાનિયાં પણ લખતા. એમને ત્રણચાર દેશોની જેલોનો અનુભવ હતો. એમણે પોતાના જીવનનો પાછલો ભાગ ઇંગ્લૅન્ડમાં ગાળ્યો. અને તે દરમિયાન અનેક અભ્યાસપૂર્ણ પુસ્તકો લખ્યાં. એમનું આત્મચરિત 'એક ક્રાંતિકારીની આત્મકથા' નામે ગુજરાતીમાં ઊતરી ચૂક્યું છે. ડાર્વિનના સિદ્ધાંતની સામે પડી એમણે પણ શાસ્ત્રીય શોધો દ્વારા એવું સિદ્ધ કર્યું કે, પ્રાણીઓ કે જાતિઓ ટકે છે તે એકબીજાને મારવાની વૃત્તિને લીધે નહીં પણ પરસ્પર સહાય કરવાની વૃત્તિને લીધે. એકબીજા માટે ખમવાની વૃત્તિ એ જ મુખ્યત્વે સમાજને ટકાવનારી વૃત્તિ છે, અને જ્યાં એ નથી ત્યાં નર્યો સ્વાર્થ અને આત્મઘાતી વિગ્રહ પ્રવર્તે છે. સમાજની પ્રગતિ થવામાં આ પરસ્પર સહાય અને સહકારનું તત્ત્વ જ વધારે ઉપકારક નીવડ્યું છે. આ સંબંધે વિશેષ માહિતી માટે 'સહાયવૃત્તિ' જુઓ. એ ઉપરાંત એમનાં 'ભૂખમરાનો ઉપાય' અને 'ક્રાંતિ' એ બે પુસ્તકો પણ ગુજરાતીમાં ઉપલબ્ધ છે.

**પા. 42. ડાકુ:** હિંદી શબ્દ છે. અર્થ લૂંટારો.

**ડાકુઓમાં...હોય છે:** એ વાક્યમાં 'વિરોધાભાસ' અલંકાર છે. અંગ્રેજીમાં એને Oxymoron કહે છે. બે વિરોધી દેખાતી વસ્તુઓને ભેગી મૂકવી એ એનું લક્ષણ છે. પછીના વાક્યમાં પણ એવું જ છે.

**રાહત:** [अ. राहत=સુખ, ચેન. रवह તેણે શ્વાસ લીધો ઉપરથી] આરામ, અહીં છૂટછાટ.

**દામદૂપટ:** દૂપટ દામ, બમણા દામ.

**રંજાડવું:** (फा. रंज દિલગીરી: रंजीदन દુ:ખી થવું.) પીડા કરવી, દુ:ખ દેવું.

**બાઘાઈ:** (सं. व्यग्र?) મૂઢતા.

**પા. 43. યોગ સધાયો:** ભેગા થયા.

**ધજા કે પતાકા:** ધજા મોટી અને ચિહ્નવાળી હોય છે, પતાકા નાની અને ચિહ્ન વિનાની હોય છે.

**પ્રૌઢ:** [प्र+ऊढ (वह्=વહન કરવું+त)] મોટો.

**વાચાસિદ્ધિ:** જે બોલે તે થાય એ શક્તિને વાચાસિદ્ધિ કહે છે. અહીં વાણીની શક્તિના અર્થમાં શબ્દ વપરાયો

છે. એના ગડગડાટથી ભલભલા હુક્કો પીનારાઓનાં મન લોભાતાં હતાં એવો અર્થ છે.

**ત્રિશંકુ:** હરિશ્ચંદ્રનો પિતા. એને સદેહે સ્વર્ગમાં જવાની ઇચ્છા થઈ, પણ એના ગુરુ વસિષ્ઠ અને તેના પુત્રોએ એ ઇચ્છા પાર પાડવામાં એને મદદ કરવાની ના પાડી. આથી એ વિશ્વામિત્ર પાસે ગયો. તેણે પોતાના તપના પુણ્યથી એને સ્વર્ગમાં મોકલ્યો. પણ ઇંદ્ર વગેરે દેવોએ એને પાછો કાઢ્યો, એટલે એ 'ત્રાહિ ત્રાહિ' કરતો ઊંધે માથે નીચે પડવા લાગ્યો. વિશ્વામિત્રે 'થોભ થોભ' કહીને તેને વચમાં જ અટકાવ્યો અને ત્યાં નવી નક્ષત્રમાળા રચી આપી. જુઓ: વાલ્મીકિ રામાયણ, બાલકાંડ, અધ્યાય 57-61.

**વીરભદ્ર:** દક્ષના યજ્ઞમાં ભંગ પાડનાર શિવગણ.

**પા. 44. એને ... ભાષામાં:** આપણા પોલીસો સભ્ય ભાષા જાણતા જ નથી હોતા, એને વિશે આ કટાક્ષ છે.

**પા. 45. નગાધિરાજ:** [नग (પર્વત)+अधिराज] મહાકવિ કાલિદાસના 'કુમારસંભવ' મહાકાવ્યના પહેલા શ્લોકમાં આ શબ્દ આવે છે.

*अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः।*
*पूर्वापरौ तोयनिधीवगाह्य स्थितः पृथिव्यां इन मानदण्डः।।*

**હિંદુસ્તાનની જબરી ...** ઇચ્છા રહી: બાબરે પોતાના એક પત્રમાં લખ્યું હતું:

'આખરે હિંદુસ્તાનમાં કંઈક વ્યવસ્થા આવી છે, અને મને ખુદાતાલામાં વિશ્વાસ છે કે તેમની મહેરબાનીથી થોડા વખતમાં બધું બરાબર ગોઠવાઈ જશે. એ કામ પતી જશે કે તરત જ હું, ખુદાની મરજી હશે તો, એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તમારા તરફ આવવાને ઊપડીશ. એ ભૂમિનો આનંદ હૃદયમાંથી શી રીતે ભૂંસાય? જેણે સુરાત્યાગની અને પાક જિંદગી ગાળવાની પ્રતિજ્ઞા લીધેલી છે એવો મારા જેવો માણસ એ સુખી પ્રદેશનાં સ્વાદિષ્ટ તડબૂચને અને દ્રાક્ષોને શી રીતે ભૂલી શકે? હમણાં પેલે દહાડે એ લોકો મારી આગળ એક મોટું તડબૂચ લઈ આવ્યા હતા; મેં જેવું તે કાપ્યું કે તરત જ મને ઘર યાદ આવ્યું, અને મને થયું કે હું મારી જન્મભૂમિથી વિખૂટો પડેલો છું. મારાથી રડી દેવાયું.' જુઓ સ્ટેનલી લેઈન પૂલકૃત 'બાબર' પૃ. 195.

**શહેનશાહી:** [फा. शाह–इ–शाहन् ઉપરથી વ્યુત્ક્રમ થતાં शाहान-अ-शाह થયું. તે ઉપરથી शहेनशाह થયું.] અર્થ રાજાઓનો રાજા, મહારાજા. એ ઉપરથી શહેનશાહી.

**તડબૂચ:** (फा. तर्बुज, तर्बुजह)

**આર્યોનું મૂળસ્થાન:** જુઓ લો. મા. ટિળકનું Arctic Home in the Vedas' એ નામનું પુસ્તક. એ પહેલાંનું ટિળકનું પુસ્તક 'Orion' ગુજરાતીમાં 'મૃગશીર્ષ' નામે પ્રગટ થયું છે.

**ભાષાશાસ્ત્રી:** વિખ્યાત જર્મન વિદ્વાન મૅક્સમૂલર.

**દેશાભિમાની:** પૂનાના પ્રસિદ્ધ વિદ્વાન નાના પાવગી.

**જીર્ણ:** [सं. जॄ. (જૂનું થવું, જરી જવું] જરી ગયેલો.

**પા. 46 ઈશાન દિશા:** શાસ્ત્રમાં એવું લખ્યું છે. શ્રાદ્ધમાં પણ ઈશાન દિશા તરફ અમુક પગલાં ચાલવાનો વિધિ કહ્યો છો. જુઓ આ જ પુસ્તકમાં 'જીવનની તાજગી'માં પા. 7.

**ભર્તૃહરિ:** જુઓ શ્લોક

*गंगातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य।*

*किं तैर्भाव्यं मम सुदिवसैर्यत्र ते निर्विशंकाः कण्डूयन्ते जरठहरिणाः स्वांगमंगे मदीये।।*

**ઊધળવું:** [સં. उद् +हल् (જવું)] છટકી જવું, નાસી જવું.

**પશુપતિનાથ:** શંકર. નેપાળની રાજધાની કાઠમાંડુમાં એમનું મંદિર છે.

**ચંદ્રગુપ્ત:** હરિ નારાયણ આપટેની નવલકથા 'ચંદ્રગુપ્ત'માં એવું વર્ણન આવે છે કે ચાણક્ય ચંદ્રગુપ્તને કેળવવા માટે હિમાલયમાં લઈ ગયો હતો.

**રામદાસ સ્વામી:** એમણે બાર વરસ સુધી હિમાલયમાં તપશ્ચર્યા કરી હતી અને ત્યાં જ એમને હનુમાનનો સાક્ષાત્કાર થયો હતો.

**અનાયાસે:** [अन् (નહીં) + आयास (મહેનત)] વગર મહેનતે.

**પ્રસ્થાનત્રયી:** ગીતા, દશોપનિષદ અને બાદરાયણ બ્રહ્મસૂત્ર-એ ત્રણેને પ્રસ્થાનત્રયી કહે છે. અહીં એ ત્રણ ઉપરના ભાષ્યને માટે એ શબ્દ વાપર્યો છે.

**પિયેર:** [सं. पितुगृह]

**મુમૂર્ષુ:** [सं. मृ. (મરવું) + सं. (ઇચ્છાર્થે)+उ. (કર્તાર્થે)] મરવાની ઇચ્છાવાળો. સરખાવો: મુમુક્ષુ, જિજ્ઞાસુ, વિજિગીષુ, જિજીવિષુ.

**અવધૂત:** અવધૂત દત્તાત્રેય વિશે એવી માન્યતા છે કે અશ્વત્થામાની માફક એ ચિરંજીવી છે. એમની નાહવાની જગ્યા એક ઠેકાણે છે, બપોરની ભિક્ષાની જગ્યા બીજે ઠેકાણે છે અને રાત્રે સૂવાની જગ્યા વળી ત્રીજે ઠેકાણે છે. જમવા માટે એમણે મહારાષ્ટ્રમાં કરવીર (કોલ્હાપુર) પસંદ કર્યું છે અને રાત્રે સૂવા માટે હિમાલયમાં કેદારનાથ પસંદ કર્યું છે.

**દેવતાત્મા નગાધિરાજ:** જુઓ પા. 45ની ટીપ.

માનદંડ: માપવાનો દંડ, ગજ. સરખાવો: તુલાદંડ.

**પા. 47. ધૂમકેતું:** [धूम (ધુમાડો) + केतु (વાવટો)] ધુમાડો છે વાવટો જેનો, એવો તારો-પૂંછડિયો તારો.

**મહાદેવના વિવાહ ... કૌતુક કર્યું છે:** કવિ કાલિદાસે ‘કુમારસંભવ’ મહાકાવ્યમાં આ પ્રસંગો વર્ણવેલા છે.

**રઘુકુળની ... સાક્ષી છે:** કવિ કાલિદાસનો ‘રઘુવંશ’ જોવો. રામાયણના ‘બાલકાંડ’માં પણ આ કથા વિસ્તારપૂર્વક આપેલી છે.

**શિકસ્ત:** [फा. शिकस्त (હાર, તૂટ) शिकस्तन=તોડવું, તૂટવું ઉપરથી] હાર, પરાજય.

**નાસીપાસ:** (फा. नासिपास=ઉપકાર ન માને તે) નિરાશ, નાઉમેદ.

**પા. 49. ટર્મિનસ:** પ્રાચીન રોમમાં હદનો દેવ ટર્મિનસ કહેવાતો હતો. એ ઉપરથી છેડો, અંત. રેલવેનું છેલ્લું સ્ટેશન.

**ઇંદ્રિયકલાપ:** ઇંદ્રિયોનો સમૂહ.

**ઉદાસીનતા:** [सं. उत् (ઊંચે)+आसीन બેઠેલો)+ता (ભાવાર્થે)] ગમગીન.

**વનસ્પતિનાં અસંખ્ય બાળકો:** ફૂલો.

**પા. 50. આજે આપણામાં ... બહુ ઓછી છે:** અર્થ વિચારો.

**પા. 51. સ્વર્ગારોહણ:** [स्वर्ग+आरोहण ચડવું તે)] સ્વર્ગે ચડવું તે. પાંડવોએ જ્યારે સ્વર્ગારોહણ કર્યું ત્યારે હિમાલય ઉપર થઈને જ કર્યું હતું, એટલે એ માર્ગમાં આવતો એક ડુંગર જાણે એક એક પગથિયું હોય એવી ઉત્પ્રેક્ષા કરી છે. સરખાવો: પૃ. 47 ઉપર ‘મોક્ષની સીડી બની શકે એવડો ઊંચો છે.’

**‘લેડી ઓફ ધ લેક’:** સર વોલ્ટર સ્કોટનું એક દીર્ઘકાવ્ય.

**ભીમતાલ:** [भीम (મોટું, ભયંકર)+ताल (સરોવર)] યાદ કરો:

> *ताल तो भूपाल ताल और तो तलैयां हैं।*
> *गढतो चित्तौड गढ और गढ गढैयां हैं।।*

**ત્યાં:** સરોવર પાસે, દ્વીપ પાસે નહીં.

**મગદૂર:** [अ. मकदूर (તાકાત, શક્તિ) कदर-તે શક્તિમાન હતો ઉપરથી] શક્તિ, ગજું, તાકાત.

**મારા ... ઓછો થયો હશે:** સંભારો વિજ્ઞાનનો નિયમ-ઠંડીથી વસ્તુ સંકોચ પામે છે. અહીં અતિશયોક્તિ છે.

**બાણભટ્ટ:** સંસ્કૃત ભાષાના વિખ્યાત મહાકવિ. એમનું પ્રસિદ્ધ પુસ્તક તે કાદંબરી.

**અચ્છોદ:** [अच्छ (નર્મલ)+उद (પાણી)] નિર્મળ જળવાળું. કાદંબરીમાં અચ્છોદ સરોવરનું સુંદર વર્ણન આવે છે.

**કાદંબરી કે મહાશ્વેતા:** કાદંબરી કથાની નાયિકા અને તેની સખી.

**વાલ્મીકિ હોત ... શાપ આપત:** ક્રૌંચ યુગલમાંથી એકનો વધ કરનાર પારધીને એમણે આપેલો શાપ

*मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः।*
*यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम्।।*

જાણીતો છે.

**ઝખ:** સંભારો: झषाणां मकरश्चास्मि-गीता अ. १०, श्लो. ३१. અહીં શબ્દાર્થ જ લેવાનો છે.

**પા. 52. ચાર મજૂરના... બેઠો હોય:** એ ખુરશીને ‘સીડન ચૅર’ કહે છે.

**જો એ ઊભો થાત તો?:** વિંધ્યની પેઠે.

**પા. 53. અધ્વખેદ:** [अध्वन् (રસ્તો)+ खेद (થાક)] મુસાફરીનો થાક. સંસ્કૃત શબ્દ છે.

**એસીરિયાના શરશીર્ષલિપિના:** એસીરિયા-એશિયા માઈનોરની ઉત્તર સીમા પર આવેલો પ્રદેશ. બાબિલોનના પતન પછી એની ચડતી કળા થઈ અને એણે પોતાની સંસ્કૃતિનો વિકાસ કર્યો. આજે તો એનાં ખંડેરો નિનેવેહની આસપાસ પડેલાં છે. નિનેવેહમાં ખોદકામ કરતાં ખૂબ મોટું પુસ્તકાલય હાથ લાગ્યું છે, અને તેમાં ગણિત, ભૂગોળ, પશુઓ, પંખીઓ વગેરે સંબંધી શાસ્ત્રીય ગ્રંથો ઉપરાંત કાવ્યના અને પુરાણોના પણ અનેક ગ્રંથો મળી આવ્યા છે. અને બધા ગ્રંથ માટીની ચકતીઓ (ઈંટો) ઉપર લખેલા છે. એ લિપિના અક્ષરો બાણના ફળા જેવા લીટાના બનેલા હોય છે એટલે તેને શરશીર્ષલિપિ કહે છે.

મૈનાક: [मेनका+अ (અપત્યવાચક)] દક્ષકન્યા સતીની મેનકા નામે સખી હતી. જ્યારે સતીએ દક્ષને ઘેર દેહત્યાગ કર્યો ત્યારે સતી પોતાને પેટે જન્મ લે એ માટે મેનકાએ કઠોર તપશ્ચર્યા આદરી. એથી પ્રસન્ન થઈ ભગવતી કાલીએ તેને વર માગવાનું કહ્યું. મેનકાએ વીર્યવાન અને આયુષ્યમાન સો પુત્રો અને એક કન્યાની માગણી કરી. વર મળ્યા પછી મેનકાએ મૈનાકને જન્મ આપ્યો. પાછળથી જ્યારે ઇંદ્રે પર્વતોની પાંખો કાપી નાખી ત્યારે આ મૈનાક સમુદ્રમાં જઈને સંતાઈ ગયો, અને આજે પણ હજી બહાર નીકળતો નથી. આમ પાંખવાળો પર્વત આજે એ એક જ છે. મૈનાકનું બચ્યું એટલે ઊડતો ડુંગર. સરખાવો:

अद्रेः शृंगं हरति पवनः किंस्विदित्युन्मुखीभिः
दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धांगनाभिः । *મેઘદૂત, 14,*

**પા. 54. મયાસુર:** મય નામનો અસુર. એ દાનવોનો શિલ્પી હતો, અને ઘણો કુશળ હતો. અર્જુને કરેલા ઉપકારના બદલામાં એણે પાંડવોને રાજસૂય યજ્ઞ વખતે સભામંડપ બાંધી આપ્યો હતો. તેમાં એણે એવી ખૂબી કરી હતી કે જ્યાં જળ હોય ત્યાં સ્થળ દેખાય અને સ્થળ હોય ત્યાં જળ દેખાય. જ્યાં ભીંત હોય ત્યાં દ્વાર દેખાય અને દ્વાર હોય ત્યાં ભીંત દેખાય. કેટલાક માને છે કે એ ચીન દેશનો હતો.

**કૌશલ:** [सं. कुश (દાભડો) + ल (लाति કે लुनाति વાઢે છે)] કુશ કાઢવામાં પાવરધો તે કુશલ. પાછળથી તેનો અર્થ હોશિયાર થયો. તે ઉપરથી ભાવવાચક નામ બન્યું કૌશલ. વિશેષ જુઓ: ‘કિશોર’, વર્ષ 2, અંક 4-5માં ‘શબ્દપરિચય’ નામે લેખ.

**કરડકણી:** સરખાવો: અંગ્રેજી ‘બાઇટંગિ કોલ્ડ’.

**મફલર:** [अ. मफल (વીંટવું)] ગળાની આસપાસ વીંટવાનો પટો; ગળપટો.

**પા. 55. નિરભ્ર:** વાદળાં વિનાનું.

**પૌણિર્માના ... તારાઓને:** મોટા મોટા-પ્રથમ અને બીજી શ્રેણીના તારાઓને જ.

**પ્રણવજાપ:** પ્રણવમંત્રનો જાપ. 'ઓમ્' એ પ્રણવમંત્ર કહેવાય છે. એ સર્વ મંત્રોનું આદિબીજ લેખાય છે. ભાગવતમાં એની ઉત્પત્તિ આ પ્રમાણે આપી છે: પરમેશ્વરે આત્મસંયમ કર્યા પછી તેમના હૃદયાકાશમાંથી શબ્દ ઉત્પન્ન થયો હતો. હૃદયાકાશમાં આત્મા પાસેથી એનો જન્મ થયો. એ બ્રહ્મનો વાચક ગણાય છે. એના अ उ म् એ ત્રણ વર્ણો દ્વારા એ સત્ત્વ, રજસ અને તમસ એ ત્રિગુણનો, ઋક્ યજુસ્ અને સામ એ ત્રણ વેદનો, ભૂ, ભુવ: અને સ્વ:, એ ત્રણ લોકનો, અને જાગૃતિ, સુષુપ્તિ અને સ્વપ્ન, એ ત્રણ દશાનો સૂચક ગણાય છે. એમાંથી જ બ્રહ્માએ અંતસ્થ, ઉષ્મ, સ્વર, સ્પર્શ, હ્રસ્વ અને દીર્ઘ બધા અક્ષરો સરજ્યા હતા.

**मन एव. અર્થ:** મન એ જ મનુષ્યના મોક્ષ અને બંધનનું કારણ છે. આખો શ્લોક આ પ્રમાણે છે:

*मन एव मनुंष्याणां कारणं बंधमोक्षयो:।*
*बंधाय विषयासंगि, मोक्षे निर्विषयं स्मृतम्।।*

મૈત્ર્યુપનિષદ 6, 34. અમૃતિબિંદુ 2.

**ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય:** હૃદયની ક્ષુદ્ર નિર્બળતા. જુઓ:

*क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप। गीता २-३*

**शिरसि मा लिख.** નસીબમાં લખીશ નહીં. આખો શ્લોક આ પ્રમાણે છે:

*इतर पापफलानि यथेच्छया वितर तानि सहे चतुरानन।*
*अरसिकेषुं* {એક છાપાના સાહિત્યવિવેચક તરીકે કાકાસાહેબે બીજી લીટી આ રીતે ફેરવી હતી: अकवि-लोक-कवित्व बिलोकनं शिंरसि मा लिख मा लिख मा लिख} *कवित्वनिवेदनं शिरसि मा लिख मा लिख मा लिख।।*

**પા. 56. ચીડ:** અંગ્રેજીમાં પાઈન.

**रामा दयाधना. અર્થ:** હે દયાધન રામ, ક્ષમા કરીને મને બચાવ. હું ક્યાંનો છું, કોણ છું, એ પત્તો મેં મેળવ્યો નહીં, આજ લગી અજ્ઞાનમાં વિદ્વત્તાની શેખી મારી અને દેહને જ આત્મા માની બેઠો, તેથી મારી સ્થિતિ ઉન્મત્ત જેવી થઈ ગઈ. મેં જન્મ ધરીને નકામો માતાને પરિશ્રમ આપ્યો-એ વાત મનમાં ખટક્યા કરે છે.

**करुणासागरा. અર્થ:** હે કરુણાસાગર રાઘવ રઘુરાજા, મારા જીવને વિષયોથી પાંગળો કરશો નહીં. ... પ્રપંચથી એટલે કે, આ દુન્યવી જીવનથી મોહાઈને ઠેકાણે ઠેકાણે ભટકી ભટકીને થાકીને મારી ઉંમર હરાઈ જાય છે.

**પા. 57. सच्चित्सुख અર્થ:** સત્ ચિત્ અને આનંદરૂપ તું તો શુદ્ધ પરબ્રહ્મ જ છે.

**અશરીરિણી વાણી:** આકાશવાણી.

**નદીનો ... લાગે છે:** આવી ખેતીને અંગ્રેજીમાં 'ટૅરેસ કલ્ટિવેશન' કહે છે.

**મનોવેધક:** [मनस् (મન) + वेधक (વીંધનારું)] ચિત્તાકર્ષક. આ શબ્દ મરાઠીમાં ખૂબ પ્રચલિત છે. ગુજરાતીમાં એ રૂઢ નથી.

**પા. 58 જકાત:** (અ. ઘઇંળટ પોતાની સંપત્તિનો ચાળીસમો ભાગ ધર્માદામાં આપવાની મુસલમાન ધર્મમાં ફરજ ગણાય છે અને તે જકાત કહેવાય છે.) તે ઉપરથી દાણ, વેરો.

**કબરસ્તાન:** [अ. कब्र (કબર) + स्तान (ઠેકાણું)] જ્યાં શબ દટાતાં હોય તે જગ્યા. સરખાવો: અરબસ્તાન, હિંદુસ્તાન.

**ઉકરડો:** [दे. उकरूडी( अवकराशि: )] કચરાનો ઢગલો.

**સ્વામી:** કાકાસાહેબના પરમ મિત્ર અને સાથી, સ્વામી આનંદાનંદ. પરિચય માટે જુઓ ‘કાલેલકરના લેખો’ ભાગ 1લો, પા. 94.

**કફની:** [अ. कफनी(સીવ્યા વિનાનું જે કપડું માત્ર ફાડીને હાજી લોકો હજની વખતે ગળામાં નાખે છે તે) कफन (શબને વીંટવાનું વસ્ત્ર) ઉપરથી] સાધુઓને પહેરવાનો લાંબો ઝભ્ભો.

**પા. 59. પુરશ્ચરણ:** અમુક હજાર કે લાખ મંત્રનો જપ કરવાનો નિશ્ચય કરી વ્રતસ્થ રહેવું તે.

**નિર્વિકલ્પ સમાધિ:** જ્ઞાતા અને જ્ઞેયના ભેદરહિત થઈને અદ્વિતીય પરબ્રહ્મમાં ચિત્ત લગાડવું તે.

**રાજ્યક્ષ્મા:** ક્ષયરોગ.

**લાવણ્યવતી:** (लावण्य +वती) ‘लवण’થી-મીઠાથી ભોજનમાં સ્વાદ આવે છે, તે સારું લાગે છે એ ઉપરથી ‘લાવણ્ય’ શબ્દ સરસતા અને સૌન્દર્યના અર્થમાં વપરાવા લાગ્યો.

**શિયાળો:** (शीतकाल)

**અરુણસદેશ:** અરુણના જેવી.

**રક્તિમા:** લાલી.

**અનુચર:** [अनु (પાછળ) + चर (ચાલનાર)] નોકર.

**પા. 60. પૂર્વમન્વંતર:** મન્વંતર એટલે એક મનુનો રાજ્યકાળ. પુરાણોમાં ચૌદ મનુઓ ગણેલા છે. દરેક મનુ 43,27,000 વર્ષ રાજ્ય કરે છે. ચૌદે મનુનું રાજ્ય પૂરું થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ પૂરો થાય. અત્યારે સાતમો મનુ વૈવસ્વત રાજ્ય કરે છે. પૂર્વમન્વંતરના એટલે વૈવસ્વત પહેલાંના ચાક્ષુષ મનુના સમયના.

**માર્કંડેય:** માર્કંડેય પુરાણના કર્તા ઋષિ.

**कनकोत्तम**. તે દેવી સુવર્ણના જેવી ઉત્તમ કાંતિવાળી, ઝળહળતાં સુવર્ણનાં વસ્ત્રો ધારણ કરનારી, સુવર્ણના વર્ણની અને સુવર્ણનાં ઉત્તમ આભૂષણોવાળી છે.

नंदा. નંદા નામની નંદની જે પુત્રી થશે તેની જે સ્તુતિ, પૂજા અને ધ્યાન કરશે તે ત્રણે લોકને વશ કરી શકશે. આ બંને શ્લોકો દુર્ગા સપ્તશતીમાંથી લીધેલા છે.

**‘દુરસ્ત’** [फा. दुरूस्त (ખરું)] વાજબી, યોગ્ય.

**‘ભક્તિ અને મુક્તિ’દાયિની:** આ શબ્દો લેખકે ‘જય જય જગજનની દેવી’થી શરૂ થતી દેવીસ્તુતિમાંથી લીધેલા છે, ‘ભક્તિમુક્તિ-દાયિની ભયહરણી કાલિકા’ એ આખી પંક્તિ છે.

**सैषा:** એ જો પ્રસન્ન થાય તો માણસને વર અને મુક્તિ આપે છે.

**અશ્વિનીકુમાર દત્ત:** બારિસાલના સાધુચરિત લોકનેતા. બંગભંગ સમયે એમણે સ્થાપેલી અનુશીલન સમિતિઓએ લોકોની સેવા અને જાગૃતિ સાધવામાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો. એમના લખેલા બે ગ્રંથો ‘ભક્તિયોગ’ અને ‘પ્રેમ’ ગુજરાતીમાં ઊતરી ચૂક્યા છે. વિશેષ પરિચય માટે જુઓ: ‘સંયમ અન

ભક્તિમાર્ગ'માં એમનું જીવન.

**પા. 61. ખિલાફ:** [अ. खलक (સામો થયો) ઉપરથી खिलाफ] વિરુદ્ધ.

**નફરત:** (अ.) તિરસ્કાર, ઘૃણા.

**ચાણાક્ષ:** ચાણક્ય નામના પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ પુરુષના નામ ઉપરથી આ શબ્દ મરાઠીમાં રૂઢ થયેલો છે, અને તેનો અર્થ ચકોર, ચતુરાઈભર્યું એવો થાય છે.

**સિંહગઢ ઉપર તાનાજીની ખિંડ:** શિવાજીની માતાએ કોંડાણા ગઢની માગણી કરતાં એ સર કરવા માટે પોતાના પુત્રનાં લગ્ન પડતાં મૂકી તાનાજી માલુસરે યુદ્ધે ચડ્યો અને પોતાના પ્રાણને ભોગે એણે તે કિલ્લો સર કર્યો. આ ખબર શિવાજીને મળતાં તેમણે ઉદ્ગાર કાઢ્યો, 'गड आला पण सिंह गेला.' સિંહને ભોગે જિતાયેલો એ ગઢ ત્યારથી સિંહગઢ નામે પ્રસિદ્ધ થયો. જે કરાડ ઉપર થઈને તાનાજી ઘોની મદદથી ગઢ પર ચડ્યો હતો, તે સ્થાન લશ્કરી દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનું છે.

**ભિસ્તી:** (फा. बिहिस्ती=સ્વર્ગનો) પાણી પાવાનું કામ પુણ્યનું છે માટે એને સ્વર્ગનો માણસ ગણ્યો છે.

**પા. 62. નિરપેક્ષ:** [निः + अपेक्षा] અપેક્ષા વિનાનો.

**નાહક:** [अ. ना + हक्क (ખરું, સાચું)] કારણ વગર, ખાલી, અમસ્તું.

**દખલ:** [अ. दखल-અંદર આવવું] વચમાં પડવું, આડા પડવું તે.

**પા. 63. શબ્દકલ્પદ્રુમ:** સંસ્કૃત ભાષાનો એ નામનો વિખ્યાત કોશ.

**વેદાંત:** ઉપનિષદ

**તંત્ર:** શક્તિપૂજાના સિદ્ધાંત-ગ્રંથો.

**શક્તિપૂજા:** દેવીપૂજા.

**બ્રાહ્મ ધર્મ:** રાજા રામમોહન રાયે સ્થાપેલ, નિરાકાર પણ સગુણ ઈશ્વરને માનનાર ધર્મ. આપણો પ્રાર્થના સમાજ એ બાહ્ય સમાજનું એક રીતે અનુકરણ છે. જુઓ 'જીવનચર્યા', પૃ. 103.

**ગ્રેનાઇટ:** કાળમીંઢ પથ્થર.

**હંસ:** એ નામના તારાસમૂહ-'સિગ્નસ'.

**દેવો:** (दिव्=પ્રકાશવું) પ્રકાશનારા તારા.

**શ્રદ્ધાધન:** (શ્રદ્ધા એ જ જેનું ધન છે એવો. બહુ.) સરખાવો: માનધન, તપોધન, વૈરાગ્યધન.

**ઉપરતિ:** વૈરાગ્ય.

> *अपि.: પૂર્વનો કો દુરાચારી, થૈ અનન્ય ભજે મને,*
> *સાધુ તેને થયો માનો, સાચે માર્ગે ચડી ગયો. ગીતા, 9-30*

**ગુહક:** રામ વનવાસ ગયા ત્યારે માર્ગમાં તેમને ગંગાપાર કરનાર ભીલ રાજા.

**શબરી:** શ્રદ્ધાધન ભક્ત ભીલડી. જેનાં એઠાં બોર રામે આરોગ્યાં હતાં.

**પા. 64. કીમિયો:** (अ. कीमिया) હલકી ધાતુને કીમતી ધાતુનું રૂપ આપવાની (કાલ્પનિક) વિદ્યા.

**પા. 66. એમર્સનના 'સર્કલ્સ':** એ અમેરિકન લેખકે 'સર્કલ્સ' ઉપર નિબંધ લખેલો છે, તેને વિશે.

**જગ્યા:** સ્થાન, સાધુઓના આશ્રમને માટે એ હિંદીમાં વપરાય છે.

**ઘેટાં:** ઘેટાંની પેઠે વગર વિચારે અનુકરણ કરે એવા.

**વિવર્ણ:** ખરાબ રંગનું. સરખાવો: સુવર્ણ, સવર્ણ.

**પા. 67. ફિરકો:** (अ. फिरकह) પંથ.

**નકશો:** (अ. नकशह) છબી, ચીતરેલો દેખાવ-એ ઉપરથી.

**પા. 68. સોમબારગિરિ:** આ પછીનું પ્રકરણ જુઓ.

**આબોહવા:** (आ. आव (પાણી)+व (અને)+हवा) હવાપાણી.

**તારીફ:** (अ.) વખાણ, પ્રશંસા.

**ગુમાસ્તો:** (फा. गुमास्तह=જેને કાંઈ કામ સોંપવામાં આવ્યું હોય તે માણસ) મહેતો, કારકુન.

**કારખાનું:** [ફા. कार (કામ)+खानह (ઠેકાણું)] કામ કરવાની જગ્યા. સરખાવો: દવાખાનું, મુસાફરખાનું, હમામખાનું, કિતાબખાનું, ગુસલખાનું.

**પા. 69. સુસરે:** (सं. श्वशुर) સસરા.

**કંતાન:** (अ. कत्तान, कतान એક જાતનું કાપડ) શણિયું, કંતરાણ.

**સંતોખાતા:** 'ष' નો 'ખ' થયો. સરખાવો: रेषा-રેખા, भूषण-ભૂખણ, विंष-વખ, वेष-मेष-ભેખ.

**પા.70. મુત્સદ્દી:** [अ. तसद्दी આગળ આવવું ઉપરથી આગળ આવનાર, આગળ કામ કરનાર] લખનાર, વિદ્વાન, રાજકારણી પુરુષ.

**શહૂર:** (अ. शुउर=જાણવું) હોશ, આવડત.

**પૈસાનો ... કરવો પડે છે:** આ સહોક્તિ અલંકાર કહેવાય.

**અપ્રતિમ:** [अ. (નથી)+ प्रतिमा (જોડે] અજોડ.

**ઐતિહાસિક અને ભૌગોલિક ... કરી હશે:** દા. ત. Fundamental Unity of Indiaના લેખક રાધાકમલ મુખરજી.

**પા. 71. ગ્રામદેવતા:** ગામની રક્ષક દેવતા.

**વણજારા:** (वाणिज्य+कारः)

**પેંઠ:** બજાર, મરાઠીમાં ખૂબ પ્રચલિત છે. સરખાવો: શનિવાર પેઠ, બુધવાર પેઠ. એ વારે ભરાતી બજાર.

**પા. 72. અમારા જેવાઓને:** આજકાલના સાધુઓને.

**ધર્માર્થં**. દાનધર્મ કરવા માટે જ જે ધન ચાહે છે, તેણે એ લોભ છોડી દેવો એ વધારે સારું છે.

**યથાતથ રચના કરનાર:** જુઓ-कविर्मनीषी परिभूः स्वयंभूः यायातथ्यतोऽर्थान् चदधात् शाश्वतीभ्यः समाभ्यः। ईशोपनिषत्

**પા. 75. અતિથિ:** (अतति=गच्छति न तिष्ठति इति अतिथि અથવા न विद्यते तिथिर्यस्य=अतिथि:) જે ફર્યા કરે છે, રહેતો નથી, અથવા ક્યારે આવે તે નક્કી નથી, તે અતિથિ; મહેમાન.

**કંદોઈ:** (अ. कदु=ભઠ્ઠી ઉપરથી कान्दविक) મીઠાઈ બનાવનાર.

**પરિગ્રહ:** વળગાડ.

**પા. 76. कर्मण्यकर्म**. જે કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ જુએ છે તે જ માણસોમાં બુદ્ધિમાન, અને બધાં કર્મો કરતો હોવા છતાં યોગી છે.

**कर्मणो**. કર્મ, વિકર્મ અને અકર્મનો ભેદ સમજવો આવશ્યક છે. કર્મની ગતિ ગહન છે.

**તાલીમ:** (अ. तअलीम् इल्म કેળવણી, વિદ્યા ઉપરથી) શિક્ષણ, કેળવણી.

**પા. 77 પાર્વતી:** [(पर्वत + अ (ને લગતું, નું)=પાર્વત+ई (સ્ત્રીવાચક)] પહાડી.

**શાસ્ત્રી:** સંસ્કૃત કે હિંદી.

**ભૈરવઘાટી:** જુઓ પાનું 79.

**નીચે:** પદમબોરીમાં.

**પા. 78. બૅક્ટરિયોલોજિકલ:** (બૅક્ટેરિયા=એકકોષ જંતુ. એને લગતું શાસ્ત્ર.) જંતુશાસ્ત્ર.

**રંડિરપેસ્ટ:** (ग्री. રિંડર, (રીંડ=બળદનું બ. વ.) પેસ્ટ=રોગ) ઢોરને લાગુ પડતો એક રોગ.

**પા. 79. સાત્મ્ય:** (सामान+आत्मा+प) એકતા.

**વિષ્કંભક:** આગલી કથાનો સાર તથા વસ્તુનું સૂચન કરતો નાટકનો ઉપોદ્ઘાત-અવતરણ.

**ભરતવાક્ય:** સંસ્કૃત નાટકમાં અંતે બોલાતો આશીર્વાદનો શ્લોક.

**દુરંત:** જેનો અંત મુશ્કેલીથી પમાય એવું. સરખાવો: દુર્જય, દુર્ગમ, દુર્લભ, દુર્બોધમ, દુર્દમ, દુર્યોધન, દુર્ભર, દુર્ભેદ્ય.

**પા. 80. બદૌલત:** [फा. ब(થી)-दौलत (મહેરબાની, ધન)]ની મહેરબાનીથી, ને લીધે, એ સામાન્ય અર્થ છે. અહીં દૌલતના બીજા અર્થનો લાભ લઈ લેખકે શ્લેષ સાધ્યો છે.

**न च तत्प्रेत्य**. તે આપણને પરલોકમાં કે આ લોકમાં કામ નથી આવવાનું. ગીતા 17-28.

**પર, 81. પુષ્પક વિમાન.** ‘રઘુવંશ’ જુઓ.

**મેઘનું વાહન:** ‘મેઘદૂત’ જુઓ.

**વિહંમગ્દષ્ટ્યા:** અંગ્રેજી ‘બર્ડ્ઝ-આઈ-વ્યૂ’ ઉપરથી યોજેલો શબ્દ.

**અરણ્યોમાં માર્ગ કાઢતો:** ‘ઉત્તરરામચરિત’ જુઓ.

**धीरोद्धता**. ધરતીને પણ નમાવી દેતી હોય એવી ધીરોદ્ધત ગતિ.

આખો શ્લોક આ પ્રમાણે છે:

*दृष्टिस्तृणीकृतजगत्त्रयसत्त्वसारा धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम्।*

*कौमारकेऽपि गिरिवद्गुरुतां दधानो वीरो रस: किमयमेत्युत दर्प एव।।*
*उ. रा. ६–१०*

**न विवृतो** મદન ખુલ્લો પણ નહીં અને ઢાંકેલો પણ નહીં.

આખો શ્લોક આ પ્રમાણે છે:

*अभिमुखे मयि संहृतमीक्षितं हसितमन्यनिमित्तकृतोदयम्।*
*विनयवारितवृत्तिरतस्तया न विवृतो मदनो न च संवृत्त:।।*
*शाकुंतल।।२–११*

**पिपासितै**. તરસ્યાથી કંઈ કાવ્યરસ પિવાતો નથી. આખો શ્લોક આ પ્રમાણે છે:

*बुभुक्षितैर्व्याकरणं न भुज्यते पिपासितै: काव्यरसो न पीयते।*
*न च्छंदसा केनचिदुद्धृतं कुलं हिरण्यमेवार्जय निष्फला गुणा:।।*

**શરદના મેઘની પેઠે:** સરખાવો:

*शरदि न वर्षति गर्जति वर्षासु नि:स्वनो मेध:।*
*नीचो वदति न कुरुते वदति न साधु: करोत्येव।।*

**ખાધું પીધું...કર્યું:** દરેક વાર્તાને છેડે ‘ખાધું પીધું ને રાજ્ય કીધું’ આવે છે, તેમ અહીં પણ આ વાર્તાને અંતે એ શબ્દો મૂક્યા છે. અહીં વાર્તાના રાજકુમાર નથી એટલે સ્વપ્નસૃષ્ટિ પર રાજ્ય કીધું. મતલબ કે ખાઈપી સૂઈ ગયા.

**પા. 82. બાદશાહ-બીરબલ:** અકબર બાદશાહ અને બીરબલની ચતુરાઈભરી વાર્તાઓ બાળકોને ખૂબ ગમે છે માટે.

**પા. 83. રિયાસત:** (अ. रियासत) સરદારી હકૂમત-ઉપરથી રાજ્ય.

**તારતમ્ય:** સંસ્કૃતમાં વધારે અને સૌથી વધારે દર્શાવવા तर અને तम પ્રત્યયો વપરાય છે. એ तरतमने ભાવવાચક य પ્રત્યય લગાડી तारतम्य શબ્દ બનાવેલો છે. ચઢતાઊતરતાપણું.

**કંવિદન્તી:** લોકવાયકા, અફવા. અહીં કૂથલીના અર્થમાં વપરાયો છે.

**ઉંદરે આદુ ખાધાની પેઠે:** આ કહેવત શાથી શરૂ થઈ?

**પા. 85. નીલધારા:** ગંગા નદીની એક શાખા.

**પા. 86. કુલી:** (तुर्की कुली (ગુલામ)) મજૂર, હમાલ.

**મુખદુર્બળ:** બોલવામાં દુર્બળ, બહુ બોલી ન શકે એવા. બંગાળીઓ બોલવામાં પાછા પડે એવા હોતા નથી એટલે આવો ઉલ્લેખ કર્યો છે.

**પા. 87. હોમિયોપથિક:** [ग्रि. Homois=like (સમાન) + Pathos=affection (દર્દ)] દર્દ જેવી જ અસર કરનાર દવા કરવાની પદ્ધતિ, સામ્યોપચાર. સરખાવો: विषस्य विषमौषधम्।

**એલોપથી:** [ग्री. Allos=other (જુદું) + Pathos=affection (દર્દ)] દર્દ કરતાં જુદી અસર કરનાર દવા કરવાની પદ્ધતિ; અસામ્યોપચાર.

**હાઇડ્રોપથી:** [ग्री. Hudor=water (પાણી+Patho=affection(દર્દ) દર્દ ઉપર પાણીનો પ્રયોગ કરવાની પદ્ધતિ,

જલોપચાર.

**પા. 88. પડાવ:** મુકામ.

**ભગીરથ કામનું વર્ણન:** ‘જીવનલીલા’માં ‘નદી પર નહેર’ એ પ્રકરણમાં જુઓ.

**સુખવસ્તુ:** મરાઠીમાં ખૂબ પ્રચલિત છે એટલે વપરાયો છે. અર્થ ખાધેપીધે સુખી.

**ફલશ્રુતિ:** જુઓ આ પુસ્તકનું છેલ્લું પ્રકરણ.

**પુખ્ત:** થિળ. ક્ષૂંટણ (પાકું) (ક્ષૂંટણ=પકવવું) ઉપરથીં પાકી બુદ્ધિનું, સમજુ, પાકું.

**શેર:** [अ. शाईर=કવિ; (शअरय्य=તેણે જાણ્યું) ઉપરથી] કવિત. **સરખાવો:** कवयोऽम्यत्र मोहिताः કવિ=જ્ઞાની.

**પા. 89. રકાબી:** (फा. रकाबी=લાંબું અષ્ટકોણ વાસણ, થાળી) નાની છીછરી થાળી.

**પા. 91. આલા દરજ્જાની:** [अ. अअला કે आली (શ્રેષ્ઠ) + दरजह (પદવી) (दरज=તે પગથિયે ચડ્યો) ઉપરથીં શ્રેષ્ઠ કોટીની. ઉત્તમ પ્રતિની.

देवा रे. મરાઠી કવિ કેશવસુતની પ્રખ્યાત કવિતા देवाचे थेंबमांથી આ લીટી લીધી છે. એક માનાં ઘણાં બાળકો મરી ગયાં હતાં, એક જ જીવતું હતું ત્યારે માતા રોઈને પ્રાર્થના કરે છે કે, ‘હે ભગવાન, એટલો તો મારે માટે રાખ.’ શબ્દશ: **અર્થ:** ‘હે દેવ!’ પછી તે ડૂસકે છે ‘આટલો તો રહેવા દે.’

**લાઇબ્રેરિયન:** ગ્રંથપાલ.

**પુણ્યશ્લોક:** સરખાવો: સ્વનામધન્ય.

**પા. 92. મહાદેવ ... સ્થાપના છે:** જુઓ વિસ્તાર માટે ‘સ્મરણ-યાત્રા’માં ‘ગોકર્ણ મહાબળેશ્વરની યાત્રા’.

**પા. 93. દીપદાન:** આ આખું વર્ણન માનવજીવનને લાગુ પડે છે. બબ્બેની જોડી થઈ જાય છે=લગ્નસંબંધથી જોડાય છે. હોડી=શરીર. સ્નેહ=તેલ કે ઘી, માનવપક્ષે સ્નેહ. વાંચો ‘દ્વિરેફ’ની ‘જમનાનું પૂર’ વાર્તા.

**પોતાનું સંગીત ... તારાઓ:** સરખાવો: Music of the stars.

**પા. 94. બહુશ્રુતતા:** (बहु (બહુ વાર) + श्रुत (વેદાદિ સાંભળ્યાં છે) + ता (ભાવવાચક)) સુશિક્ષિતતા. વિદ્વાન અને બહુશ્રુત વચ્ચે ફેર ખરો? જુઓ ‘જીવનવિકાસ’ પા. 26.

**પા. 95. धर्मो रक्षति रक्षितः** તમે ધર્મનું રક્ષણ કરો તો તે તમારું રક્ષણ કરશે.

**માનસસરોવર:** હિમાલયની પેલીપારનું સરોવર.

**રાકસતાલ:** માનસસરોવરની પડખે આવેલું બીજું સરોવર રાવણહ્દ.

**ગ્યાનિમા, ગડતોક:** બે તિબેટી શહેરો.

પા. 96. **चराति चरतो भगः** ચાલનારનું નસીબ ચાલે છે. આખું વચન આ પ્રમાણે છે:

> *आस्ते भग आसीनस्य ऊर्ध्वस्तिष्ठति तिष्ठतः।*
> *शेते निपद्यमानस्य चराति चरतो भगः।।*
> *બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું ઊભા રહેલનું;*
> *સૂતેલાનું રહે સૂતું, ચાલે ભાગ્ય ચલન્તનું.-‘શેષનાં કાવ્યો’, પૃ. 94*

**અમારા ગજવામાં:** યાત્રાળુઓના.

आजिचा. **અર્થ:** આજે અમારા ભાગ્યનો મંગળ દિવસ ઊગ્યો છે. દયામય વૈકુંઠના દેવ લક્ષ્મીનારાયણનાં અમને દર્શન થયાં છે.

**પા. 97. ફજેત:** [अ. फजीहत (બદનામ, બેઆબરૂ)] ખસિયાણું.

**સ્વયંપાકી:** પોતાનું રાંધેલું જ ખાનાર.

**થોરો:** અમેરિકન નિસર્ગપ્રેમી ચિંતક અને લેખક. સત્યાગ્રહ વિશેના એના વિચારોની ગાંધીજી ઉપર અસર થયેલી. એનો લખેલો 'કાયદાની સામે થવાની ફરજ' નામનો નિબંધ ગાંધીજીએ ગુજરાતીમાં ઉતારેલો છે.

अद्य मे. આજે મારો જન્મ સફળ થયો, આજે મારી ક્રિયા સફળ થઈ.

**પા. 98. ગ્રંથસાહેબ:** શીખોનો ધર્મગ્રંથ.

**પા. 99. મુખત્યારપત્ર:** [अ. मुखतार (જેને સત્તા અપાયેલી હોય તે) + सं. पत्र] સત્તા આપનારો પત્ર. સામાન્ય રીતે 'મુખત્યારનામું' કહેવાય છે.

**પા. 100. સવારના નરકમાંથી:** સવારમાં શૌચક્રિયા વખતે નરક જેવાં ગંદાં જાજરૂ વાપરવાં પડે છે તેમાંથી.

**પુલિન:** કાંઠો, તીર.

**ગુહામાં પ્રવેશ કરતા:** સરખાવો गुहां प्रविष्टं गह्वरेष्टं पुराणम्। ઉપનિષદ.

**પા. 101. સાફ થયેલાં:** કુદરતી રીતે ઘસાઈને લીસાં થયેલાં.

**ચર્વિતચર્વણ:** ચાવેલું ચાવવું તે. એકની એક વાત ફરી કરવી તે. સરખાવો: પિષ્ટપેષણ.

**પા. 102. વેણુધમની:** [वेणुं (વાંસ) + धमनी (ફૂંકણી)] વાંસની ભૂંગળી.

**જાનમાલ માથે ચડાવી:** જુઓ પા. 106.

**પા. 103. ધર્મરાજાનો ... જઈ શકે છે:** ધર્મરાજ યુધિષ્ઠિર જ્યારે સ્વર્ગમાં ગયા ત્યારે તેમની સાથે તેમનો કૂતરો હતો, તેને બહાર રાખીને અંદર પ્રવેશ કરવાનું કહેવામાં આવ્યું પણ ધર્મરાજાએ તે વફાદાર કૂતરા વિના સ્વર્ગમાં જવાની ના પાડી. આખરે કૂતરો પણ સાથે ગયો.

**આસપાસના ... મુશ્કેલ થઈ જાય છે:** સરખાવો:

*शशिना च निशा निशया च शशी शशिना निशया च यथा गगनम्।*
*भवता च सभा सभया च भवान् सभया भवता च तथा भुवनम्।।*

પા. 104. વિભૂતિઓનો પણ અંત નથી: સરખાવો:

नास्त्यंतो विस्तरस्य मे। गीता, १०-१९

**પા. 105. રેખાચિત્ર:** અંગ્રેજી 'આઉટલાઇન'.

**યથાદષ્ટ:** જેવું જોયું હોય તે પ્રમાણે 'રિયાલિસ્ટિક'.

**પા. 106. વિશ્રી:** શ્રી (શોભા) વિહીન, ભૂંડું.

**પા. 107. મગવો રંગ:** મગની છાલ જેવો લીલો રંગ.

**પા. 108** यत्र. જ્યાં નારીની પૂજા થાય છે.

**પૂજા:** પૂજાનો લાક્ષણિક અર્થ 'માર' અહીં ઉદ્દિષ્ટ છે.

**छंदसि बहुलम्**: છંદમાં છૂટ.

**જ્ઞાતિભિન્ન:** જ્ઞાતિઓને કારણે છિન્નભિન્ન થઈ ગયેલ.

**જબરદસ્ત:** જુઓ પાન 33 પરની નોંધ.

**પા.109. ગડાકુ:** હુક્કામાં પીવા માટે, તંબાકુ અને કાકબ કે ગોળના મિશ્રણથી બનાવેલી વસ્તુ.

**એક જ રંગનું:** કાળું.

**વામકુક્ષિ:** ભોજન પછી ડાબે પડખે સૂવું તે.

**પા. 110. બે ગાયોના બલીવર્દ:** સ્ત્રીઓ ગાયો જેવી ગરીબ હતી અને ધણી બળદ જેવો હતો માટે.

**પા. 112. યથાસ્થાને આવશે:** જુઓ પાનું 129-30 અને 167.

**વામનાવતારમાં ... બતાવ્યું હતું:** જ્યારે બલિ વામનને તેનું માગ્યું દાન આપવાનો સંકલ્પ કરવા ઝારીમાંથી પાણી લેવા ગયો, ત્યારે તેને વામનની જાળમાં ફસાતો બચાવવા શુક્રાચાર્ય ઝારીના નાળચામાં ભરાઈ બેઠા અને પાણી વહેતું અટકાવ્યું. આખરે પાણીનો રસ્તો કરવા દર્ભની સળી નાળચામાં નાખી તેથી શુક્રાચાર્યની એક આંખ ફૂટી ગઈ હતી, એ પ્રસંગનો અહીં ઉલ્લેખ છે.

**પા. 113.** **गंगातरंगकणशीकरशीतलानि**: ગંગાના તરંગના કણોની શીકરને લીધે ઠંડાં થયેલાં. એ આખો શ્લોક આ પ્રમાણે છે:

*गंगातरंगकणशोकरशीतलानि विद्याधिराध्युषितचारुशिलातलानि।*
*स्थानानि किं हिमवत: प्रलयं गतानि यत्सावमानपर पिंडरता मनुष्या: ।। वै. श. २४।।*

**પા. 114. નિષ્ફળ:** ફળ વિનાનું.

**પા. 115. સાધના:** ધ્યાન ધારણા વગેરે યૌગિક સાધના.

**આ શ્રીનગર:** ગંગાકિનારે ઉત્તરાખંડમાં આવેલું છે.

**શ્રીચક્ર:** તંત્રશાસ્ત્રમાં શ્રીચક્રની પૂજા બતાવેલી છે. એનો આકાર એક વર્તુલમાં સામસામા સમભુજ ત્રિકોણ દોર્યા હોય અને વર્તુલની આસપાસ પણ નાના નાના ત્રિકોણો ગોઠવ્યા હોય એવો હોય છે. એ માતાનું પ્રતીક ગણાય છે અને એથી એની પૂજા થાય છે. દુર્ગાસપ્તશતીની ચોપડીમાં એનું ચિત્ર જોવા મળે છે.

**આગલાત્:** ગળાથી માંડીને આખે માથે.

**પા. 116.** **ब्राह्मण**. ઉપનિષદમાં જનક રાજાના યજ્ઞ વખતે ભેગા થયેલા બ્રાહ્મણોને યાજ્ઞવલ્ક્ય મુનિ શાસ્ત્રાર્થ માટે આહ્વાન કરે છે, તે વખતનાં આ વચનો છે. અહીં એ યાદ આવે એ સ્વાભાવિક છે. એનો અર્થ: તમો બ્રાહ્મણોમાંથી જેની ઇચ્છા હોય તે મને પૂછે, અથવા જોઈએ તો બધા પૂછો. જેની ઇચ્છા હોય તેને હું પૂછું, અથવા સઘળાને હું પૂછું. પણ તે બ્રાહ્મણોની હિંમત ન ચાલી.

**ગુંદર:** એને આપણે બેરજો કે રાળ કહીએ છીએ.

**પા. 117.** **अश्चत्थ: सर्ववृक्षाणाम्**। : બધાં વૃક્ષોમાં હું અશ્વત્થ છું. गीता १०-२६.

**દંડક:** મરાઠીમાં એ શબ્દનો અર્થ રૂઢિ થાય છે. અહીં નિયમના અર્થમાં વપરાયો છે.

**तत्र को मोहः**. એકત્વ જોનારને તેમાં મોહ શો, ને શોક શો? આ વચનો ઈશોપનિષદમાં આવે છે.

**મતલબસિંધુ:** 19મા સૈકામાં આચારધર્મનો લોકપ્રિય ગ્રંથ 'धर्मसिंधु' હતો. એમાં પણ જે વ્યવસ્થા ન મળે તે સ્વાર્થસાધક 'મતલબસિંધુ'માં મળવાની જ; એ શબ્દ 'ધર્મસિંધુ'ના અનુકરણમાં વિનોદથી બનાવેલો છે.

**ब्रह्मार्पणं**.

*બ્રહ્મમાં નિષ્ઠ યાજ્ઞિકે બ્રહ્માગ્નિ પ્રગટાવીને,*
*બ્રહ્માર્પણ બુદ્ધિથી હોમી આહુતિ બ્રહ્મરૂપ જે,*
*બ્રહ્મકર્મની નિષ્ઠાથી, પાર્થ, તે બ્રહ્મ થાય છે.*

—ગીતા 4-24

**બોટિયા અબોટિયાનો:** બોટઅબોટનો.

**પા. 118.** मार्गे शूद्र. માર્ગમાં-પ્રવાસમાં શૂદ્રની પેઠે આચરવું. આ વચન સ્મૃતિગ્રંથમાં આવેલું છે.

**ઉદ્રેક:** ઊભરો.

प्रतिपर्व रसाबहम्: પર્વે પર્વે રસ આપતું. જુઓ:

*भारतं, इक्षुदण्डं च कलानाथं च वर्णय।*
*श्लोकार्धेन प्रवक्ष्यामि, प्रतिपर्व रसावहम्।।*

**પા. 119. યક્ષ:** આશ્ચર્યકારક વસ્તુ. જુઓ કેનોપનિષદ.

**નિર્વન:** વન વિનાનો, બોડો.

**किमिय हि मधुराणां**. જેમની આકૃતિ જ મધુર છે તેમને કઈ વસ્તુ શણગારરૂપ થતી નથી?

આખો શ્લોક આ પ્રમાણે છે:

*सरसिजमनुविद्धं शैवलेनापि रम्यं मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति।*
*इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी किमिव हि मधुराणां मंडनं नाकृतीनाम्।।*
*शाकुन्तल, १.*

**પા. 120. Will no one:** ... ભાવાર્થ: એ શું ગાઈ રહી છે એ કોઈ મને નહીં કહે? કદાચ એના આ વિષાદભર્યા સ્વરોમાં કેટલીય જૂની દુઃખસ્મૃતિઓ અને પુરાણાં યુદ્ધોની કથા હશે, અથવા કદાચ એમાં હાલની જ કૌટુંબિક કથા તો નહીં હોય? કદાચ એમાં એની માથે આવી પડેલાં અને ફરી પાછાં આવી પડે એવાં કોઈ સ્વાભાવિક શોક, દુઃખ કે હાનિની તો વાત નહીં હોય? સરખાવો:

*કોઈ કહેશે કે મને શું ગાતી એ ગીત?*
*કદાચ કંઈ ગતકાળનું ઉદાસ દ્રવતું ચિત્ત?*
*દુઃખ તણો દિલ દર્દનો કદા હશે રણકાર?*
*જગમાં એવા ઝીલવા હા! રવ વારંવાર?*
*'એકલ લણનારી'-*

'રસિકનાં કાવ્યો'-પૃ. 117

**એકશ્રુતિ:** એક જ સ્વરમાં ગવાતું. આ વૈદિક શબ્દ છે. સરખાવો અંગ્રેજી 'મોનોટોનસ'.

**સીમા:** હદ. આ અર્થમાં સીમા શબ્દ આપણે નથી વાપરતા. આજે તો મોટરના રસ્તાઓ થવાથી બધું બદલાઈ ગયું હશે.

**પા. 121. વ્યુત્થાન:** સમાધિમાંથી ઊતરવું અને સામાન્ય સ્થિતિ પર આવવું તે. સમાધિ જો મુક્તાવસ્થા જેવી હોય તો તેમાંથી માણસ ઊતરે છે કેમ? એ શંકાના જવાબમાં યોગશાસ્ત્ર કહે છે કે, એનું કારણ અદૃષ્ટ છે.

**કલિવિડંબન:** સંસ્કૃતમાં એક રમૂજી પ્રકરણ છે, જેમાં અલ્પજ્ઞાનીએ સભા કેમ જીતવી એ આપ્યું છે.

**અદૃષ્ટ:** નસીબ. પંડિતના પ્રશ્નનો જવાબ ત્યાં ન આપ્યો પણ આ બયાનમાં આમ આડકતરી રીતે આપ્યો છે એ નોંધવા જેવું છે.

**પા. 123. ઘટત્વ ... ચર્ચામાં:** શુષ્ક તાત્ત્વિક ચર્ચામાં.

**પા. 124. સ્મરણયાત્રામાં:** એ નામની ચોપડીમાં નહીં.

**ભીડવાળું એકાંત:** કયો અલંકાર થયો? અંગ્રેજીમાં એને Oxymoron કહે છે.

**કષાયમધુર:** તૂરાં અને મીઠાં.

**પા. 125. વાચાસિદ્ધિ અને ક્રિયાફલાશ્રયત્વ:** જુઓ–सत्यप्रतिष्ठायां क्रियांफलाश्रयत्वम्।। ३६, साधनपाद योगसूत्रम्। સત્યનિષ્ઠની વાણી અમોઘ થઈ જાય છે.

**Home, Sweet Home:** પ્રખ્યાત અંગ્રેજી કવિતા.

**પા. 126. વિદુર:** વિચિત્રવીર્યની સ્ત્રી અંબિકાની દાસીને કૃષ્ણદ્વૈપાયન વ્યાસથી ઉત્પન્ન થયેલો પુત્ર. એ ભારે ભક્ત હતો.

**પા. 127. ગાંગરતાં.** ઊંટની પેઠે.

**પા. 129. Lands intersected:** સમુદ્રના સાંકડા ફાંટાથી જુદા પડેલા દેશો એકબીજાને તિરસ્કારે છે. જે રાષ્ટ્રો એક જ સાગરના બિંદુની પેઠે ભેગાં ભળી ગયાં હોત તેની વચમાં આવીને પર્વતો તેમની વચ્ચે દુશ્મનાવટ ઊભી કરે છે.–કૂપર કવિકૃત 'ટાસ્ક'માંથી.

**નાગવેત:** એક જાતનું મજબૂત નેતર. એના પર કુદરતી કાળા ડાઘા હોય છે, એટલે નાગ જેવા એના દેખાવ ઉપરથી એ નામ પડ્યું હશે.

**પા. 130. આસપાસનું અંધારું** કયો અલંકાર થયો?

**બેપગા વાઘ:** જંગલના રખેવાળ 'ફોરેસ્ટ ગાર્ડ'.

**શ્રવણાંજલિપુટપેય:** જુઓ:

> *श्रवणांजलिपुटपेयं विरचितवान् भारताख्यममृतं य:।*
> *तमहमरागतृष्णं कृष्णद्वैपायनं वंदे।।*

वेणीसंहार, १–४

**ગાંડપણ વગર:** ચાંદાની અસરથી માણસ ગાંડો થાય છે એવો અંગ્રેજી સાહિત્યનો 'સમય' છે અને એ ઉપરથી જ ગાંડાને 'લ્યુનેટિક' કહે છે. 'લ્યુના' એટલે ચંદ્ર. આપણે ત્યાં પણ આવી માન્યતા છે, અને ગાંડાના અર્થમાં 'ચંદ્રક' શબ્દ પણ વપરાય છે.

પા. 131. तच्चेतसा. આખો શ્લોક આ પ્રમાણે છે:

*रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् पर्यत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः।*
*तच्चेतसा स्मरति नूनमबोधपूर्व भावस्थिराणि जननांतरसौहृदानि।।*
*शाकुन्तल, अं. ५, २.*

'સ્મરણયાત્રા'માં 'કારવારનું સરુનું વન' વાંચો.

**યામુન:** યમુનાને કાંઠે રહેતો. સરખાવો: यामुनकच्छे=યમુનાને કાંઠે.

**પા. 133. અવ્યાપ્ત:** પૂરા વિસ્તાર વિનાની. કારણ કે કેટલાક માણસો કવિતા લખતા નહીં હોય છતાં કવિ હોય, એમ બને છે.

**અતિવ્યાપ્ત:** વધારે વિસ્તારવાળી, કારણ કે કેટલાક માણસો કવિતા લખતા હોય, પણ કવિ ન હોય, એમ બને છે.

**પા. 135. સંકુલ યુદ્ધ:** જેમાં બધાં માણસો સામટાં લડતાં હોય એવું યુદ્ધ. અંગ્રેજી general milee: વિરુદ્ધાર્થ શબ્દ-દ્વન્દ્વયુદ્ધ=જેમાં બે જ માણસો લડતા હોય એવું યુદ્ધ. મહાભારતમાં આ શબ્દો વપરાયા છે.

**જીવનકળા:** જેના પર જીવનનો આધાર છે એવી કળા-જીવનની કળા.

**ત્રિકોણમિતિ:** અંગ્રેજી 'ટ્રિગોનોમેટ્રી'.

**લૅન્ડસ્લિપ:** [इ. લૅંડ (જમીન) + સ્લિપ (લપસવું)] પર્વત ઉપરથી ઘણી વાર ભેખડો કે માટીના મોટા સમૂહો ધસી પડે છે તેને અંગ્રેજીમાં 'લૅન્ડસ્લિપ' કહે છે.

**પા. 136. પદાર્થ સંગ્રહાલય:** જ્યાં ખાસ વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવતો હોય તે સ્થાન. 'મ્યુઝિયમ'; અજાયબઘર.

**બેગડ:** કલાઈનું રંગેલું પતરું.

**પા. 138. શત્યપાવનત્વ:** શીતળતા અને પવિત્રતા.

**અસિતઋષિ:** [अ. (નહીં) + सित (સફેદ)=કાળું] એ નામના એક ઋષિ હિમાલયમાં વાસ કરતા હતા. ભગવાન બુદ્ધના જન્મ વખતે બુદ્ધને જોવા ગયા હતા તે અસિતઋષિ આ જ હશે? એ જ રીતે ઈસુના જન્મ વખતે વૃદ્ધ સીમન ઈસુને જોવા ગયેલો.

**પા. 139. अनाविद्धं रत्नम्** આખો શ્લોક આ પ્રમાણે છે:

*अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहैः*
*अनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम।*
*अखण्डं पुष्यानां फलमिव च तद्रूपमनधं*
*न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः । शा. २.*

**દેહરખા:** દેહનું રક્ષણ કરનારા. સરખાવો: ઘરરખા, પગરખું, અંગરખું, જીવરખી.

**પા. 140. સુધારાને લીધે બગડ્યાં નથી:** ક્યાં અલંકાર?

**દૌરાત્મ્ય:** [दुरात्मा + य)] બૂરાઈ. સરખાવો: गुणानामेव दौरात्म्याद् धुरि धुर्यो नियुज्यते।

**કાબુલકી ... શૂર:** 'ઉપરીકોટકી' ને બદલે 'પવાલીકી' પણ બોલાય છે.

**સ્વાસ્થ્ય:** (स्वस्थ + य) સ્વસ્થતા. ય પ્રત્યયવાળાં ભાવવાચક નામો કાકાસાહેબનાં લખાણોમાં વધારે આવે છે. એમને એ વધારે પસંદ છે.

**ધ્યાન (સ્વાંગ):** વિચિત્ર રૂપ.

**લાસ્ય:** (સ્ત્રીઓનું) કોમળ નૃત્ય.

**તાંડવ:** શિવનું પ્રલયકાળનું ભીષણ નૃત્ય.

**પા. 141. અનુનય:** મનામણાં.

**પા. 142. આકાશના તોપખાના:** વરસાદ સાથે પડતા મોટા કરા.

**ઊપસતાં:** લપસતાંની સાથે મેળ બેસાડવા આ શબ્દ યોજાયો છે.

**'સમય':** મિલન-સ્થાન. અંગ્રેજી 'રોંદિવૂ'.

**ઇષ્ટાપત્તિ:** જે વસ્તુ પ્રથમ દર્શને હાડમારી કે વિપત્તિ જેવી લાગે પણ પરિણામે હિત જ કરે, તે ઇષ્ટાપત્તિ કહેવાય.

**પા. 143. અવતાર:** [अमि (નીચે)+ तृ (જવું)] શબ્દશ: અર્થ લેવો. નીચે પડવાની.

**પા. 144. પંજરીપાક:** પંચાજીરી; લક્ષણાથી માર. સરખાવો: કોપરાપાક, મેથીપાક વગેરે.

**પા. 145. વનગાયો:** એને ત્યાંના લોકો ઝબૂ કહે છે. આપણે ચમરી કહીએ છીએ. અંગ્રેજી 'યાક'.

**સ્થાવર:** (स्था (ઊભા રહેવું, સ્થિર રહેવું)+ वरं (શીલાર્થે)) જે સ્થિર રહે છે તે, અચળ. સરખાવો: स्थावराणां हिमालय:-गीता१०-२५.

**અનિકેત:** [अ (નથી) + निकेत (ઘર) જેને] ઘર વિનાનો.

**અનગારિક:** [अन् (નહીં)+अगार (ઘર) + अक] ઘર વિનાનો.

**ખુશનુમા:** [फा. खुशनुमा (नमुदन=દેખાડવું ઉપરથી नुमा] સારું દેખાય તેવું) રમણીય.

**પા. 146. અજાયબઘર:** અજબ વસ્તુઓ રાખવાનું સ્થાન. મ્યુઝિયમ.

**ડાકઘર:** ટપાલ ઓફિસ.

**ચુનંદા:** [फा. चुनंदह વીણનાર, चुनीदा=વીણેલું. (चीदन=વીણવું] ચૂંટી કાઢેલા. અહીં ગાળો કે ગંદા શબ્દો.

**પા. 147. શનિ મહારાજે ... કરી હોય:** શનિ વક્ર ગ્રહ છે. એને જરામાં વાંકું પડે છે. એની પનોતી સાડા સાત વરસની ગણાય છે.

**પા. 148. ખનીજ:** ખાણમાં પેદા થયેલો.

**જલજ:** પાણી વડે તૈયાર થયેલો.

**અખરોટ ... હતું:** આવી વસ્તુઓને અંગ્રેજીમાં 'ફોસિલ' કહે છે. એને માટે કાકાસાહેબે એક ઠેકાણે 'અશ્મિલ' શબ્દ યોજ્યો છે.

**પા. 149. પાણીની ટાંકીઓ:** વેગ એટલો હતો કે ટાંકીઓ ઠલવાતી હોય એમ લાગતું હતું.

**અનુયાયી:** [अनु. (પાછળ)+ यायी (જનાર)] યૌગિક અર્થ જ અભિપ્રેત છે.

**પા. 150. સર્વે:** Survey.

**પા. 151. આસ્તિક્યના પુટ:** પટ, પાસ. ઈશ્વર અને વેદાદિ ધર્મશાસ્ત્રો પરનો વિશ્વાસ તે આસ્તિક્ય.

**પ્રચ્છન્ન:** છાના, છૂપા.

**सकल**. બધાં અંગોને પલાળવાં તે બાથ-bath (સ્નાન).

**મલાપહરણ:** [मल (નજ્ઞબ) + अपहरण (દૂર કરવો તે)] મેલ કાઢવો તે.

**પા. 152. પ્રદર્શન:** દેખાડ.

**ભવતિ-ન-ભવતિ:** રકઝક, મથામણ.

**ઔત્સુક્ય:** (उत्सुक + य) ઉત્સુકતા.

**પા. 153. नव तस्य**. કરવા ન કરવામાં તેનો કંઈ જ સ્વાર્થ નથી. ભૂતમાત્રને વિશે તેને કશો અંગત સ્વાર્થ નથી.- ગીતા 3-18.

**પા. 154. यथा काष्ठं**. જેબ બે લાકડાં સમુદ્રમાં ભેગાં થાય છે અને ભેગાં થઈને પાછાં છૂટાં પડી જાય છે, તેવો માણસોનો પણ સમાગમ છે.

**પા. 155. કુળકથા:** આખા કુળની માહિતી. રામકહાણી.

**પા. 158. ચીન દેશની લલનાની પેઠે:** ચીનની સ્ત્રીઓના પગ મોટા ન થઈ જાય માટે નાનપણથી જ સખત રીતે જકડી લેવામાં આવે છે.

**પા. 159. ઓવી:** એક મરાઠી છંદ.

**નીલિમા: નીલાશ. સરખાવો:** રક્તિમા, લાલિમા, મધુરિમા.

**પા. 160. અહીં તારાઓ ... ચળકતા હતા:** સરખાવો: Three stars argent on field azure.

**પવાલીકી ચડાઈ:** પાઠાંતર ‘ઉપરીકોટકી’.

अथातो. એ બ્રહ્મસૂત્રનું પહેલું સૂત્ર છે. હવે અહીંથી બ્રહ્મની ખોજ શરૂ થાય છે.

**જયદ્રથવધને ... થઈ:** જયદ્રથને સૂર્યાસ્ત પહેલાં મારવાની અથવા જાતે બળી મરવાની અર્જુને પ્રતિજ્ઞા કરી હતી. સૂર્યાસ્ત થઈ ગયો છે એમ લાગતાં તેણે બળી મરવાની તૈયારી કરી ત્યાં તો કૃષ્ણે પોતાની માયા સંકેલી લીધી એટલે સૂર્ય દેખાવા લાગ્યો. આથી અર્જુન સાનંદાશ્ચર્ય પામ્યો. એ પ્રસંગનો અહીં ઉલ્લેખ છે.

**પા. 161. લચકપણું:** લવચીકતા. ‘લવચીક’ શબ્દ મરાઠી છે. એનો અર્થ વળે એવું થાય છે. એ ઉપરથી આ શબ્દ યોજ્યો છે. સરખાવો: અંગ્રેજી ‘ઇલેસ્ટિક ટ્રેડ’.

**ડોસીના ખોળામાં બાળક:** આ વિષયનું ચિત્ર જોયું છે?

**એને ... ગાયા કરશે:** વિભક્તિ તરફ ધ્યાન દો.

**પા. 162. આતશબહેરામ:** જે અગ્નિ પારસીઓ પોતાની સાથે ઈરાનીથી હિંદમાં લાવ્યા હતા તે. એની વિશેષ માહિતી માટે ‘બુદ્ધિપ્રકાશ’ વર્ષ 87, અં. 3જામાં શ્રી તારાપોરવાળાનો લેખ જોવો.

**આધાન:** મૂકવું તે.

**પા. 163. સુગાળવા:** સૂગવાળા.

**પા. 164. પર્યાયધર્મ:** અમુક વસ્તુને બદલે અમુક વસ્તુ ચાલે એવી છૂટ. પ્રાણીને બદલે તેની લોટની મૂર્તિ ચાલે, સોપારી ચાલે, વગેરે.

**દીકરાનો બલિ ... માન્યો:** મહમ્મદ પયગંબરના પૂર્વજ ઈશ્વરનિષ્ઠ ઇબ્રાહીમને બે પુત્ર હતા. તેમાંના નાનાનું નામ ઇસ્માઈલ. પિતાનું ઇસ્માઈલ પ્રત્યેનું વિશેષ વહાલ દેખી સેતાને ઈશ્વરને કહ્યું, 'જોઈ તારા ભક્તની ભક્તિ! તું તો જાણે કે ઇબ્રાહીમ તારો ભક્ત છે, પણ તે તો પુત્રભક્ત છે. જો તે પુત્ર પાછળ કેવો ગાંડો થયો છે.' ઈશ્વરે ઇબ્રાહીમને સ્વપ્નમાં દર્શન દઈ તેને કુરબાની કરવા કહ્યું. કુરબાનીનો કાયદો છે કે જે વસ્તુ આપણને અત્યંત પ્રિય હોય, જેને આપણે કીમતી ગણતા હોઈએ, તેને કુરબાન કરવી. ઇબ્રાહીમે બીજે દિવસે ગાય કે બકરાની કુરબાની કર. પણ રાત્રે પાછું તે જ સ્વપ્નું આવ્યું કે કુરબાની કરા. તેણે વધારે બલિદાન આપ્યું, છતાં એનું એ જ સ્વપ્નું! તેણે નમ્ર થઈ ઈશ્વરને પ્રાર્થના કરી અને પૂછ્યું, 'ઓ માલિક, તું કોની કુરબાની માગે છે?' ઈશ્વરે કહ્યું, 'તારા વહાલા પુત્રની.'

ભક્તશ્રેષ્ઠ ઇબ્રાહીમના હૃદયને આઘાત સરખો પહોંચ્યો નહીં. એણે ઈશ્વરને સર્વસ્વ અર્પણ કર્યું હતું. બીજે દિવસે દીકરાને લઈને ભક્તરાજ કુરબાનીની જગ્યાએ જવા નીકળ્યા. સેતાને માને અને દીકરાને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો, પણ આ પ્રેમાળ કુટુંબમાં ઈશ્વરભક્તિ એટલી સાચી હતી કે ત્રણમાંથી એકે મોહવશ ન થયું. પિતાએ પુત્રની ગરદન પર છરી મૂકી, પણ ઈશ્વરે તે રોકી અને ઇસ્માઇલના બદલામાં એક પશુની જ કુરબાની કબૂલ રાખી. ઇબ્રાહીમ અને ઇસ્માઈલની માતા ત્રણેની પરીક્ષા પૂરી થઈ અને સેતાન ફજેત થયો. જુઓ 'જીવતા તહેવારો', સંપનો તહેવાર.

**આપદ્ધર્મ:** આપત્તિ-મુશ્કેલીને વખતે પાળવાનો ધર્મ. સામાન્ય સમયમાં એ ધર્મ પાળવાથી ફળ મળતું નથી એવું મનુસ્મૃતિમાં લખ્યું છે:

> *आपत्कल्पेन यो धर्म कुरुतेऽनापदि द्विजः।*
> *स नाप्नोति फलं तस्य परत्रेति विचारितम् ।।*

—मनु. ११-२८

**ચિરહિમપ્રદેશ:** જ્યાં સદા બરફ કાયમ રહેતો હોય તેવો પ્રદેશ. અંગ્રેજી -'પરપેચ્યુઅલ સ્નો-રેંજ'.

**મહાપ્રસ્થાન:** પાંડવો દ્રૌપદી સહિત હિમાળે હાડ ગાળવા નીકળ્યા હતા તે યાત્રા. સરખાવો: મહાભિનિષ્ક્રમણ.

**પા. 165. આજકાલની:** પશ્ચિમના દેશોમાં આવું હોય છે.

**स्वर्गसुखार्थ:** મહારાષ્ટ્રના કવિ મોરોપંતે લખેલા મહાભારતમાંથી આ પંક્તિ ઉતારી છે.

**પા. 170. દિગ્વિજય:** શંકરાચાર્યે આખા દેશમાં ફરીને શાસ્ત્રાર્થમાં બધા પ્રાંતના વિદ્વાનોનેને આચાર્યોને જીત્યા હતા તેનો અહીં ઉલ્લેખ છે.

**સેંટ પોલ:** એણે ખ્રિસ્તી ધર્મનું તત્ત્વજ્ઞાન વ્યવસ્થિત રીતે માંડી તેના પ્રચાર માટે માણસોને ચારે કોર મોકલ્યા હતા. એના સંબંધી વિશેષ માહિતી માટે Paul the Jew અને Paul the Christian એ બે પુસ્તક જોવાં.

**વેદવ્યાસ:** વેદના ગોઠવનાર (વ્યાસ=વ્યવસ્થા કરનાર).

**રાજુક:** અશોકના વખતમાં પ્રદેશના વહીવટ કરનારને એ નામ અપાયું હતું. જુઓ અશોકના શિલાલેખો.

**મંગોલિયન સંસ્કારો:** મંગોલિયામાં પણ બૌદ્ધ ધર્મ ફેલાયો હતો. ત્યાંથી પાછો મંગોલિયાના સંસ્કારો સાથે એ હિંદમાં ન આવે એ માટે.

**બ્રહ્મચારી ... વંશવિસ્તાર:** આવી ધર્મની વિડંબના ઘણી વાર જોવામાં આવે છે.

**પા. 172. પવનદડા:** ફૂટબોલ માટે કાકાસાહેબે યોજેલો શબ્દ-એમાં પવન ભરવામાં આવે છે માટે. સરખાવો: હિંદી ‘હવાગાડી’=મોટર.

**રાજભોગ:** ઠાકોરજીને ધરાવાતો અનેક વાનીનો થાળ.

**આમંત્રણના જવાબમાં:** ઘંટનાદ જાણે બોલાવતો હતો.

**પા. 173. સમાજિસ્ટ:** આર્યસમાજી.

**ગંગા:** ‘સુરસરિ’ પાઠ સાંભળ્યો છે.

> *इक नदिया इक नार कहावत मैलो हि नीर भर्यो।*
> *जब मिल करके एक बरन भये सुरसरि नाम पर्यो।।*

એ પાઠ પ્રસિદ્ધ છે.

**પા. 174. आर्षी**. પહેલાં મુક્ત હતો, હાથે કરીને બંધનમાં પડ્યાં-મારું, મારું એવો છંદ પકડીને.

**સાંગતાસિદ્ધિ:** સાંગ (स+अंग)=સંપૂર્ણ, પૂરું કર્યાની સિદ્ધિ, પૂરો કર્યાના સમાધાન સાથે.

**પા. 177. स्वर्गीचे**. સ્વર્ગના અમર દેવો પણ, અમને મૃત્યુલોકમાં જન્મ મળે, એવું ઇચ્છે છે.

**પા. 179. ‘ઇડિયટ બોય:** બાઘો છોકરો.

**ઠંડો તડકો:** ચાંદરણું, સરખાવો: The sun did shine so cold!

**અમારી વાતો ... હોત:** સરખાવો: अविदितगतयामा रात्रिरेव व्यरंसीत। —उत्तररामचरितम्।

**પા. 181. भुक्तिं मुक्तिं**. ભોગો અને મોક્ષ બંને પામે છે.

**અથલાભ:** દ્રવ્ય તેમ જ વાક્યોનો અર્થ પણ ખરો.

**રૌરવ:** નરકનો એક પ્રકાર.

**वृथा पाठो**. તેનું વાંચેલું વૃથા જશે. અને નકામો શ્રમ કરશે એ જ.

**પા. 182. પ્રત્યક્ષ:** પરલોકમાં નહીં પણ અહીં જ.

**પા. 183. તિતિક્ષા:** કષ્ટ વેઠવાની વૃત્તિ.

**ધામો:** સ્થાનો.

**પા. 184. વિરાટ પુરુષ:** આખા વિશ્વરૂપે પ્રગટ થયેલો પરમાત્મા.

**પા. 187. કર્નલ યંગ હસ્બંડ:** હિમાલય પર ચડવાના પ્રયત્નો કરનારમાંનો એક પ્રખ્યાત પુરુષ. એણે લ્હાસા ઉપર પણ હુમલો કર્યો હતો.

**રશિયા ઠંડા ... પવનો:** હિમાલય જ ઉત્તરમાંથી આવતા આ ઠંડા પવનોને ખાળે છે.

**અમોઘ:** વ્યર્થ ન જાય એવી.